87

# મઝહબે ઝાતે અલ્લાહ.



લેખકઃ-

હરજી પુંજા માસતર.

# મઝહરે ઝાતે અલ્લાહ

યાને

## નિરાકારમાંથી સાકાર.

ખાસ શીઆ ઇમામી ઇસમાઇલી ખોજાઓ માટે


લખનાર

**હરજીભાઇ પુંજા માસ્તર.**



પ્રકાશક

**ધી ઇસમાઇલી સાહિત્ય ઉતેજક મંડળના**

ઓ. સેક્રેટરી.

**મી. મીરજા મહમદભાઇ જીવરાજ.**



(આ બુકના સર્વ હક કર્તાએ સ્વાધીન રાખ્યા છે.)



સંવત ૧૯૭૬. ઇ. સ. ૧૯૨૦. હી. સ. ૧૩૩૮.

પ્રત ૨૫૦૦. કીંમત રૂા. ૦-૮-૦. આવૃતિ ૧ લી.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ હરજીવન પટેલે છાપ્યું

નં. ૯, અનંતવાડી મુંબઇ, ૨.

# અર્પણ પત્રિકા.



મહેરબાન માનવંતા શેઠજી સાહેબ,

શેઠ હાસમભાઇ જમાલ (કિસુમુવાળા)

આપ મુરબ્બી આપણી કોમમાં સંસારીક ધાર્મીક,
કેળવણીનો પ્રચાર કરવા દરેક કોશેશ તન,
મન, અને ધનથી કરોછો અને કોમીક
કાર્યોને હમેશા ઉદારતાથી નાણાની
મદદ કરોછો. એવા એવા નેક
કાર્યથી આકર્ષાઇ આ પુસ્તક
આપને અર્પણ કરૂંછું જે
સ્વીકારી સેવકને
આભારી
કરશોજી.

લી૦ હું છું,

આપનો શુભેચ્છક,

હરજી પુંજા માસ્તર.

# શેઠ હાસમભાઇ જમાલ.

આપણે મોટા મોટા રાજાઓના કે મહાન પુરૂષોના જીવન ચરિત્રો વાંચીએ છીએ અને તેથી તેમાંથી કેટલુકએક જાણવાનું મળે છે. દરેક મનુષ્યના જીવનની ઘટમાલ જાણવાથી પણ તેમાંથી કાંઇને કાંઇ બોધ મળી આવે છે. અત્યારે અમે એક ખાનદાન શ્રીમંત દીનભાઇની ઓળખાણ આપવા માંગીએ છીએ કે જેઓ એક સાધારણ સ્થિતીમાંથી ઘણી આબાદીની સ્થિતીએ પહોંચવા છતાં, પોતાના વિચારો અને રીતભાતને લક્ષ્મીના દુષ્ટ વિકારોનો પટ નહી ચડવા દેતાં પોતાના જીવનના પ્રસંગોને યાદ રાખી, પોતાના દીનભાઇઓ તરફ ઘણોજ ચાહ ધરાવી કોમી સેવા બજાવવા સદા ઉત્સુક રહેતા આવ્યા છે.

શેઠ **હાસમભાઈ જમાલ** અસલ જુનાગઢ તાબે કુતીઆણાના રહીશ છે. તેમનો જન્મ સંવત ૧૯૩૮ ની સાલમાં થયો હતો એટલે હાલમાં તેમની ઉમ્મર વર્ષ ૩૮ ની છે. તેમણે કુતીઆણાની ગુજરાતી શાળામાં ૭ વર્ષ અભ્યાસ કરી સાત ચોપડી પાસ કરી સંવત ૧૯૫૨ માં શિક્ષક તરીકે નોકરીમાં રહયા. ચાર વર્ષ સુધી તેમણે શિક્ષક તરીકે શાળાની સેવા બજાવી; ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળને લીધે તેવા ટુંકા પગારમાં પોતાનું ભરણપોષણ નહી થવાથી તે નોકરી છોડી મુંબઇ થઇને ઇસ્ટ આફ્રીકા તરફ ગયા.

જ્યારે કોઇપણ માણુસ પોતાની ગરીબ સ્થિતીમાંથી ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે ત્યારે લોકો-મિત્રો જરૂર તેને આ સ્થિતી યાદ રાખવા કાંઇને કાંઇ મશ્કરી કહો વા મજક કહો કે હૃદય ભાવના કહો પણ કાંઇ ટકોર કરે એ સ્વભાવીક છે અને એજ મુજબ જ્યારે શેઠ **હાસમભાઇ** તેમની જીંદગીના પહેલાં તબકા રૂપ સ્કુલની નોકરી છોડી પરદેશ સીધાવ્યા ત્યારે ત્યાના તાલુકા સ્કુલના હેડમાસ્તર મી૦ માણેકલાલ નાનજીએ તેમની સફર સફળ ઇચ્છતાં કહ્યું. "**તમે પરદેશ સિધાવો ને જો ખુદાવન્દ તંઆલા તમોને દશ હજાર રૂપીયા જેટલો લાભ આપે તો તમો સ્કુલને શું આપો?**" મી૦ હાસમભાઇએ તુરત-જ જવાબ આપ્યો કે જો મને તેવો લાભ મળે તો **હું આ સ્કુલને રૂા. ૫૦૦ ભેટ આપીશ**. માસ્તર માણેકલાલ નાનજીએ તુરતજ હાસમભાઇ પાસેથી લેખીત વચન લીધું. આફ્રીકા ગયા પછી ખુદાવન્દતાલાની કૃપાથી સારી સ્થીતીએ પહોચ્યા કે તુરત શેઠ **હાસમભાઇ**એ રૂ૦ ૫૦૦) નું શાળામાં ફરનીચર ખરીદી મોકલી આપ્યું.

શેઠ હાસમભાઇ આફ્રીકા પહોંચવા બાદ ત્યાના વેપારી શેઠ અલીદીનાભાઇ વીશરામની પેઢીમાં કીશુમુમાં નોકરી રહ્યા. સને ૧૯૦૫ ના અકટોબર માસની ૮ તારીખે જ્યારે આપણા **પાક હાજર ઇમામે કીશુમુ** ખાતે મુબારક પધરામણી કીધી ત્યારે તેમને પાંચ વર્ષને માટે કીશુમુ જમાતના મુખી

તરીકે નિમણુંક કરી, જે હોદ્દાપર રહી તેઓ એટલા કોમ પ્રિય થઇ પડયા કે જમાતની વારંવાર માંગણીથી તેઓ તે માનવંત હોદ્દો આજ લગણુ ભોગવી રહ્યા છે.

આસ્તે આસ્તે તેમની જમાતની સેવા અને સખી દીલ ગુરદાએ તેમના ભાગ્યનું ચક્ર ફેરવવા માંડયું. તેઓએ ચાકરી છોડી ધંધો શરૂ કર્યો, તેમાં પુરતી આબાદી મેળવી. સને ૧૯૧૭ માં તેમણે ડીશુમુ જમાતખાના માટે રૂા. ૧૦૦૦૦ જેવી નાદર રકમ અર્પણ કરી. સને ૧૯૧૮ માં જ્યારે મુમ્બાશા પંજેભાઈ કલબ માટે જગ્યા ખરીદવામાં આવી ત્યારે તેમાં તેઓએ રૂા. ૫૦૦૦) આપ્યા. શેઠ હાસમભાઇને બીજા ત્રણ ભાઇ છે જેમાં તેમના નાના ભાઇ શેઠ વલીભાઇ જમાલ મુમ્બાશામાં જમાતમાં બે વર્ષ થયા મુખીનો હોદ્દો ભોગવે છે.

શેઠ હાસમભાઇએ ઉપર જણાવેલ મોટી રકમોની સખાવતો ઉપરાંત નાના નાના ખાતાઓમાં પોતાના હાથ સેંકડો વખત લંબાવ્યો છે, જેવો કે ડીશુમુ ગુજરાતી સ્કુલને એઓએ અમુક મુદત માટે માસીક રૂા. ૨૦) આપવા કબુલ્યા છે. તેમજ ડીશુમુ કબ્રસ્તાનના ફાળામાં અને ડીશુમુ ધાર્મિક લાઇબ્રેરી ફંડમાં સારી જેવી રકમ આપી છે, તેમજ પોતાના વતન કાઠીયાવાડમાં પણ કેટલાક ખાતાઓમાં ઉદાર હાથેથી સહાય કરી છે.

સને ૧૯૦૭ માં નોકરી છોડી પોતાનો અંગત વેપાર શરૂ કર્યો અને ખુદાવંદતાલાની કૃપાથી આજ સુધીમાં તેઓએ

આફ્રીકાના જુદા જુદા સ્થળોએ પોતાના વ્યાપારનાં મથકો બનાવ્યા છે જ્યાં **હાસમભાઇ જમાલ કંપનીનું** નામ ચાલેછે.

મુમ્બાશા, કિસુમુ, મુમીઆસ, સીયાંરીવર, એશોમ્બોબે, ક્ષાનકુએ, મશાકા, બુકોબામાં તેમની દુકાનો ચાલે છે.

શેઠ હાસમભાઇ ઘણી કોમી દાઝ ધરાવે છે. તેઓ કેળવણીના ખાસ હિમાયતી છે. મૌલા તેમને આવા કાર્યો કરવા હિમત ઉત્સાહ અને લાંબુ આયુષ્ય બક્ષી દીન અને દુનીયામાં આબાદ કરે એવી દુવા ગુજારીએ છીએ.

કર્તા.



કેળવણીના ચાહક સખી ગ્રહસ્થ.



શેઠ કાસમભાઇ જમાલ

રંગુનવાળા રાઈસ કિંગ.

# પ્રસ્તાવના.



આધુનીક સમયમાં આર્યાવૃતની મહાન બે કોમના આગેવાનો ઉંચા પ્રકારની સંગીન કેળવણીનો ફેલાવો કરવાને સતત પ્રયાસ કરી રહયા છે. તેમજ નામદાર બ્રિટીશ સરકાર પણ જેમ વધુ પ્રમાણમાં બાળક અને બાળકીઓ કેળવણી લેવા પામે તેવા ઉપાયો કરે છે. પણ હજી સુધી ધાર્મિક શિક્ષણ કેવી રીતે આપવું તે બાબતમાં બીજી ભાઇબંધ હિંદી કોમો નિર્ણય ઉપર આવી નથી.

આપણી કોમમાં આપણા સુભાગ્યે આપણા શીર છત્ર હાજર ઇમામ સર **સુલતાન મહુમદશાહ દાતારે** ઇ. સ. ૧૯૦૧ માં ફરમાવ્યું કે, **"જે ગામમાં પચાશ બાળક અને બાળકીની સંખ્યા હોય ત્યાં મારા ખરચે ગુજરાતી એંગ્લો વર્નાકયુલર અને ધાર્મિક શિક્ષણ આપવાનું ચાલુ કરો"** જે મુજબ તેઓ નામદારના ખરચે મુંબઇ, અમદાવાદ, કાઠિયાવાડમાં કચ્છ, કરાંચી, રંગુન, ધાટ જીલ્લો પરસયનગલ્ફ વગેરે સ્થળોમાં આશરે બે થી ત્રણ હજાર બાળકો તથા બાળાઓ શિક્ષણનો લાભ લે છે.

**"મઝહરે ઝાતે અલ્લાહ"** પુસ્તક લખવાનો પ્રયાસ કરવાના હેતુ આપણા માનવંતા બોધગુરૂ પીર સદરદીન

સાહેબે આપણા વડવાઓ જેઓ પાંચશો વર્ષ પહેલાં હિંદુ ધર્મ પાળતા હતા, તેઓને પાક ઇસલામદીના હકીકતી તરીકાનો પાક શીયા ઇમામી ઇસમાઇલી દીન બતાવ્યો જેમાં તેઓએ હીંદુ મુસલમાન ધાર્મિક સાંકળથી જોડી દીધી જે હકીકતી મહાન પીરોએ પોતાના પાક રચેલા જ્ઞાનો અને ગ્રંથોમાંથી સર્વ હકીકત જુદે જુદે ઠેકાણેથી સંગ્રહ કરી કુરાન શરીફની આયતો, હિંદુ શાસ્ત્રોના પ્રમાણોર્થ. ખુદાના પાક નુરે વહાદાનીયત દરેક જમાનામાં દર વખતે કયાં કય પ્રકાશીત હતું, તે આ લઘુ પુસ્તકમાં બતાવવાનો પ્રયત્ન કરવામાંાં આવ્યો છે.

આ પુસ્તકને શોળ પ્રકરણમાં વહેંચી નાંખવામાં આવેલ છે જેમાં ખુદાવંદતાલા ગંજેમખફીમાંથી પોતાનું નુરેવહદાનીયત અનાદી કાળથી મનુષ્ય જાતને હિદાયત આપવા સારૂ જુદા જુદા જમાનામાં જુદા જુદા શારીરીક જામામાં પ્રકાશતું રહે છે, તેજ નુર આજ પર્યંત હા૦ મૌલાના ધણી સલામત દાતાર આગા સુલતાનમહમદશાહમાં પ્રકાશે છે અને તે નુરના સાયામાં રહેનાર મોમીનો હિદાયત મેળવે છે.

આ પુસ્તકના લખાણ બાબતમાં મને મારા મીત્ર મી. એ. જે. ચુનારા, મી. વલીભાઇ નાનજી હુદા વગેરે ભાઇઓએ સારી સહાય આપી છે તે માટે હું તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

ઇસ્માઇલી સાહીત્ય ઉતેજક મંડળ કે જેણે આજ સુધીમાં નાના મોટા લગભગ દોઢોઢ દઝન પુસ્તક બહાર પાડેલ છે તેણે મારી આ બુકને પોતાના પુસ્તકોની હરોળમાં મુકવાની ઉદારતા બતાવી છે, તે માટે હું તેમનો પણ અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

દરેક માણસ ભુલને પાત્ર છે. મારા આ લઘુ પુસ્તકમાં નજર ચુકથી કોઇ ભુલ રહી હોય તો તે તરફ દરગુજરની દ્રષ્ટી રાખવા વાંચક વર્ગને વિનંતી છે.

આ પુસ્તકના અગાઉથી થએલા ગ્રાહક, આશ્રયદાતા અને ઉતેજકોનો મારે આભાર માનવાનું ભુલવું જોઇએ નહી તેઓ તેજ મુજબ હમેશાં ઉપકાર કરતા રહેશે એવી આશા રાખું છું.

કર્તા.

# સાંકળિયું.






# મઝહરે ઝાતે અલ્લાહ

અને

# ઈમામતની સંકલના.

## પ્રકરણ ૧ લું.

### ગંજે મખફીમાંથી 'ખુદાવંદતાલાનું' જાહેર થવું

આ સૃષ્ટીનો પેદા કરનાર પાક પરવર દીગાર છે. જે "વહદહુ લા શરીકલહુ છે. તેને કોઇ મીસલ નથી. તેનો કોઇ ભાગીઓ નથી, તે તદ્દન એકલો નિરાલો નિરંજન, નિરાકાર અખીલ વિશ્વમાં સંચરાચર ભરપુર છે. સ્વર્ગલોક, મૃત્યુલોક તથા પાતાળલોક, એ ત્રણે લોકમાં એક રજકણ સમાય એટલી જગ્યા પણ પાક પરવર દીગારનો વાસો નહી હોય એવી મળી શકતી નથી, કારણ કે તે સર્વ વ્યાપક છે. સર્વ વ્યાપક હોઇને તે સર્વજ્ઞ, એટલે બધી ચીજનું જ્ઞાન

ધરાવનાર છે. દરીયામાં માછલી, જમીનપર કીડા, આકાશમાં મચ્છર, આદિ કોઇ પણ તેની જાણ વગર હીલચાલ કરી શકતાં નથી એ નીરાકાર વિશ્ણુને કોઇ ઈંદ્રી નથી, કાંઇ શરીર નથી, જન્મવું વધવું તેમજ મરવું વિગેરે કોઇ ક્રિયામાંથી તેને પસાર થવું પડતું નથી. તે કોઇનો મ્હોતાજ નથી, પણ દુનીયાની સર્વ વસ્તુ તેની મ્હોતાજ છે; તેનો કોઇ પેદા કરનાર નથી, પણ સર્વ મખલુકાત તેની બનાવેલી છે; તે કોઇ પણ ઠેકાણે સમાઇ શકતો નથી, છતાં સર્વ ચીજમાં અણુના અણુમાં તે સમાએલો છે, મનુષ્યની રગ કરતાં પણ તે વધારે નજદીક છે. જેમ ખુદાવંદતાલા ફરમાવે છે:—

**નહનુ અકરબ એલ્મ મીજ હબલુલ વરીદ.**

અર્થ:— હું તમારી રગ કરતાં વધારે નજદીક છું.

ખુદાવંદતાલા સર્વ મખલુકાત તરફ ઘણોજ માયાળુ તથા દયાળુ છે, સર્વ જીવા જોડને રોજી આપનાર તે એકજ પરવર દીગાર છે અને સર્વનું પાલણ પોષણ કરનાર ખરેખર તે એકજ **રબ** છે

આખી સૃષ્ટી તેનાં પાક નુરમાંથી પ્રગટ થઇ છે અને તેમાંજ આખું જગત સમાવાનું છે, જેમ ખુદાવંદતાલા ફરમાવે છે—

**કૌલહુ તઆલા.**

**યા ઐ યવહુન નફસુલ, મુતમઇન્ન નુરજઇ ઈલારબ્બેકા, રાઝીયતન, મરઝીયતન.**

અર્થ:-ઓ શાન્ત પામેલા રૂહ તું તારા પરવરદિગાર તરફ ખુશ અને રાજી થઇને પાછો ફરજે.

( સુરેફેજર આ. ૨૭-૨૮ )

**કુલે શયુન હલિકઇલાહુ વજહહુ.**

અર્થ:-દરેક આદમનો રૂહ પોતાની જાતમાં મળશે.

**કોલન નબી.**

**યો કુલ્લો શઇઇન નયરજેઓ ઇલા અસ્લેહી.**

અર્થ:-કુલ ચીજોને પોતાની અસલીયાતમાં સમાવાનું છે.

તે એટલો બધો દયાળુછે, કે પોતાના નેક બંદાઓને પોતાનાં પાક નુર વડે હિદાયત કરેછે, તેના સિવાય મનુષ્યને કોઇપણ હિદાયત કરી શકતું નથી. તેથી તે પાક રહેમાન પોતાના બંદાને ગુમરાહીમાંથી સીધે રસ્તે દોરવવા પોતાનાં નુરને હિદાયતના મહાન સૂર્ય રૂપે નિરંતર સૃષ્ટીમાં મોકલતો રહેછે. જે **નુરે હિદાયત** માટે તે પાક પરવદીગાર ફરમાવેછેકેઃ-

**કૌલહુ તઆલા.**

**યહુદીલ્લાહો બે નુરેહી મંય્યશાઓ.**

અર્થ:-ખુદા જેને ચાહેછે તેને પોતાના નુરવડે હિદાયત કરેછે.

તે પાક પરવદીગાર એ મુજબ પોતાનાં પાક નુરને હિદાયતના સૂર્ય રૂપ આ જગતમાં પોતાના બંદાની હિદાયત માટે મોકલે છે, જે **નબી** કે **પેગંબર** કે **ઇમામ** રૂપે જગતમાં

પ્રકાશી ઇન્સાનને સત્ય રસ્તા પર દોરવા સદા કોશેષ કરેછે. જેમ મૌલા કલામમાં ફરમાવે છે કે:--

## કલામે મૌલા.

જીસપર કરમ કરે વોહ આપે, ઉસકો આપહી આપ બુજાવે,
ઇલ્મ, ઉલ્મા, કામીલ મુરશીદ, બનકર આપ સુજાવે.

તે પ્રમાણે તે પાક **નુરે હિદાયત** આ સૃષ્ટીમાં વગર તુટવે નિરંતર આદથી અંત સુધી કેન્દ્રની માફક પ્રકાશતું રહ્યું છે અને રહેશે. તે પાક નુરને બુઝાવી નાંખવા કાફરો અને શેતાનોનો અગાધ પરિશ્રમ ફાવી શકતો નથી. જેમકે કુરાનેશરીફમાં ફરમાવેલું છે—

## કૌલહુ તઆલા.

યુરીદુના લે યુતફુ નુરલ્લાહે, બે અફવાહે હીમ.
વલ્લાહો મુતીમ્મુ નુરહી, વલ કરે હલ કાફેરૂન.

અર્થ:-(અસુરો) ખુદાવંદતાલાના નુરને પોતાના મોઢાથી બુઝાવી નાંખવા ચાહે છે, પણ કાફરો જો કે નાખુશ થાય, તોપણ ખુદાવંદ તાલા પોતાના નુરને ભરપુર રાખનારો છે.

(સુરેસફ અ૦ ૮)



## પ્રકરણ ૨ જું.

# સૃષ્ટીની ઉત્પતી.

હાલના સાયન્સના મહાન વિદ્વાનોની શોધ મુજબ અને દરેક ધર્મનાં શાસ્ત્રોના કહેવા મુજબ આ પૃથ્વીની ઉત્પતી લખો વરસ પહેલાં થએલીછે. કેટલીએક જાતના મળી આવતા પત્થરો અને સમુદ્રનાં તળીયાંમાંથી મળી આવતી કેટલીએક ચીજો અને જમીનના થરો ઉપરથી વિદ્વાનોની શોધે આ પૃથ્વીની ઉત્પતી લાખો વરસો પહેલાંની સાબિત કરીછે.

જ્યારે આ પૃથ્વી કે તે ઉપરની કોઇપણ ચીજ તેમજ તે બ્હારની ચીજો જેવીકે ચંદ્ર, તારા, સુર્ય, હવા કે આકાશ કોઇ ચીજ નહિ હતી, ત્યારે ખુદાવંદતાલાની પાક જાત ફકત હતી. તે પાક જાતે વિચાર કર્યો કે, હું જગતની ઉત્પતી કરૂં જેમકેઃ—

### હદીસે કુદસી.

કુન્તો કન્ઝન મખફીઅન ફઆ હુબબતા અન આરફા ફખલુકતુલ ખલ્કા આરફા.

અર્થઃ—ખુદાવંદતાલાએ ફરમાવ્યું કે હું એક છુપો ખજાનો હતો, પછી મને એવી ઇચ્છા થઇ કે મને કોઇ ઓળખનાર થાય તેથી મેં સૃષ્ટીની રચના કરી.

તેમજ એક જાણીતા ફારસી શાયરે કહ્યું છે કેઃ-

**બયત.**

**રબ્બુલ ઇઝત અંદર ખાસ્ત દાઉદ,**
**કે હિકમત ચીસ્ત આમદ ખલ્કમૌજુદ;**
**જવાબ આમદ કે તા ગંજે પીનહાન,**
**કે આંમાયમ બીશનાસદ ઇશાન.**
**તુ અઝ બહરે શનાસાઇએ ઇન ગંજ,**
**બગુલખન સરફરો આવર બહર રંજ.**

ભાવાર્થ:-મ્હોટા અને માનવંત ખુદા તરફથી ખાસ **દાઉદ** ઉપર વઇ નાઝીલ થઇ અને તેમને સૃષ્ટીની રચના અને દુનીયાની ઉત્પતી માટે કહેવામાં આવ્યું જે, દુનીયા તથા જગત પેદા કરવામાં ખુદાનો ખાસ હેતુ તથા ઇચ્છા એજ હતી, કે દુનીયાવાળા પોતાના કર્તા તથા પેદા કરનારને ઓળખે અને તેની પહેચાન એટલે **મારેફત** હાંસલ કરે અને વળી **દાઉદ** અલેહી સલામ વસ્સલ્લમને તાકીદ થઇ કે તું પણ દુનીયાની જંજાળો તથા બખેડાઓથી દુર રહી ગઉર અને વિચાર કરી મારૂં જ્ઞાન મેળવવાની કોશેષ કર.

તેમજ હિંદુશાસ્ત્રોમાં સૃષ્ટીની ઉત્પતી માટે નીચે મુજબ વર્ણન છેઃ-

મનુસ્મૃતિ.

आसी दिदन्तमो भूतम मज्ञातम लक्षणम् ॥
अप्रतर्क्यम विज्ञेयम्प्रसुप्तामिव सर्व्वतः ॥ ५ ॥

ततः स्व यम्भूर्भगवान व्यक्तो व्यञ्जयन्निदम् ॥
महाभूतादिवृत्तोजाः प्रादुरासीत्तमोनुदः ॥ ६ ॥

योसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः ॥
सर्व्व भूतमयोऽचिन्त्यः सएवस्वयमुद्बभौ ॥ ७ ॥

सोभीध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ॥
अप एव ससजा दौतासु बीजमवासृजत् ॥ ८ ॥

तदण्डम भवद्धैमंसहस्रांशुसमप्रभम् ॥
तस्मिन्जज्ञेस्वयम्ब्रह्मासर्वलोकपितामहः ॥ ९ ॥

आपो नारा इतिप्रोक्ता आपो वै नरसूनवः ॥
तायदस्यांयनं पूर्वंतेन नारायणः स्मृतः ॥ १० ॥

यतत्कारणमव्यक्त नित्यं सदसद्दात्मकम् ॥
तद्विसृष्टः सपुरुषो लोकेब्रह्मेतिकीर्त्यते ॥ ११ ॥

तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ॥
स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद्द्विधा ॥ १२ ॥

ताभ्यांसशकलाभ्यांञ्चदिवम्भूमिञ्चनिर्ममे ॥
मध्येव्योम दिश श्चाष्टावेषां स्थानञ्च शाश्वतम् ॥१३॥

અર્થ:-જગતની શરૂઆતમાં સર્વત્ર અંધકાર પ્રસરેલો હતો, તેમજ તે, ઇન્દ્રીયોથી અદૃષ્ય, અચિન્હ, અચિન્ત્ય અને જાણી ન શકાય તેવું એક આકાર રહીત જાણે નિંદ્રામાં લીન હોય તેવું તત્વ હતું. (૫)

પછી પરમાત્મા સ્વયંભુ પોતાની મહાન શકિત વડે તેજ (નુર) રૂપે ઉત્પન્ન થયા. અર્થાંત જગતના લયનો કાળ પુર્ણ થવાથી તેહેનો પુનઃ જન્મ થયો અને અવ્યકત અને ઇંદ્રિયોથી અજ્ઞાન એવા સ્વયંભુએ આપો આપ ઉત્પન્ન થઇને મહાપંચ-તત્વોને ઉત્પન્ન કરી પોતાના સામર્થ્ય વડે જગતને ઉત્પન્ન કરવાને માટે તેજ પ્રકાશ રૂપે પ્રગટ થઇ અંધકારનો લય કર્યો. (૬)

હે મહાત્માઓ! આ સ્વરૂપ જેને આપણે સ્વયંભુ કહી ગયા અને જે આપોઆપ પ્રકાશ (નુર) રૂપે ઉત્પન્ન થયા ને ઇન્દ્રીયો વડે અસ્પૃષ્ય અને અગોચર છે અને અવ્યકત હોવાથી અસ્પષ્ટ જણાય છે. આવા સુક્ષ્મ, અવ્યવ રહિત, સનાતન અને સર્વ વ્યાપક મુમુક્ષોને અચિન્ત્ય પરમાત્માનું ફકત યોગાભ્યાસ યાને (મારફતી) મનથી ધ્યાન કરી શકે છે.

પોતાનાજ શરીરમાંથી ભિન્ન ભિન્ન પ્રકારની પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાથી તેમણે આરંભે જળ ઉત્પન્ન કરી પોતાની અપાર શકતી વડે તે તત્વમાં ઉત્પન્ન કરવાના જીવોના બીજ મુકયાં. (૮

પાણીમાં મુકેલા આ બીજનુ કાન્તીમાં અસંખ્ય કિરણો-વાળા સૂર્ય સમાન એક સુવર્ણનું ઈંડુ બન્યું, અને આ દૈવી ઈંડાની અંદરથીજ પરમાત્મા આખી સૃષ્ટીના પિતા (સૃષ્ટા) રૂપે બ્રહ્મા. અવતારે જન્મ પામ્યા (૯)

પરમાત્માના પુરૂષ—"નર"—શરીરમાંથી ઉત્પન્ન થયાને લીધે જળને "નારા" કહેવામાં આવે છે અને ત્હેમાં અયન કહેતા આશ્રય લઈને જન્મ પામેલા પરમાત્માના અવતારને નાર અયન=નારાયણ એવી સંજ્ઞા આપવામાં આવી છે. અર્થાત જળને વિશે જેનું સ્થાન છે તે. (૧૦)

ઉપર પ્રમાણેનો પરમાત્માના પ્રથમ સ્વરૂપે જગતના નિત્ય તેમજ સત અસત કારણના કારણ રૂપે ઉત્પન્ન થએલો અવતાર તેજ આ જગતનો મુળ પુરૂષછે, અને જીવમય તેવા સૃષ્ટીમાં "બ્રહ્મા" એજ ઉપનામે વ્યાપ્ત છે. (૧૧)

જળમાં ઉત્પન્ન કરેલા કાન્તીમાં સૂર્યથી પણ ચડે આખી સુવર્ણમય ઇંડાની અંદર પરમાત્મા પોતે એક વર્ષ સુધી રહ્યા અને તે પછી પોતે ધ્યાન ધરી તેનાથી સરખા વિભાગ કરી બહાર નીકળ્યા. (૧૨)

આ પ્રમાણે કરેલા વિભાગ દરેકનાં મોહાટા તત્વો બનાવ્યા એકનું સ્વર્ગ અને બીજાનુ મૃત્યુલોક બનાવ્યા અને મધ્યમ ભાગમાં જલાશયો (સમુદ્ર નહિ) આકાશ અને આઠ દિશાઓ બનાવ્યા. (૧૩)

તેમજ ઇસ્લામી કિતાબોમાં સૃષ્ટીની ઉત્પતી માટે નીચે મુજબ વર્ણન છે:-

**હ. રસુલીલ્લાહે** ફરમાવ્યું છે કે:-

" સબકે આગે અલ્લાહો તઆલાને નુર મેરા પએદા કીયા, હઝાર બરસ તક, કે એક રોજ ઉસ જહાંકા ઇસ જહાં કે હઝાર બરસકે બરાબર હએ. જેસાકે અલ્લાહો તઅલાને ફરમાયા હએ?

'એક દીન તુમારે રબકે નજદીક હઝાર બરસકી બરાબર હુએ, ઇસ દુનીઆંકે બરસોંસે જો તુમ ગીનતે હો'.

"વો નુર મેરા કુદરતે ઇલાહીસે અઝમત વ બુઝર્ગી ઇલાહીકી મુશાહેદા કરતા ઔર તસબી વ તવાફ ઔર સીઝદએ ઇલાહીમેં મસરૂફ રહેતાથા. × × × ઉસ નુરે **મુહમ્મદ** મુસ્તફાને બારા હઝાર બરસ તક આલમે તજરૂદીમેં ખુદાકી ઈબાદત કી. ફીર હક તઆલાને ઉસ નુરકો ચાર કીસમ કરકે અરસકું પએદા કીયા, દુસરી કીસમસે કલમકું, તીસરી કીસમસે બહેસ્ત ઔર ચોથી કીસમમે આલમે અરવાહ ઔર સારી મખલુકકો ખલુક કીયા".

અર્થ:-હ૦ મહમદ **મુસ્તફા** (સ૦) એ ફરમાવ્યું કે:-

"સર્વથી પહેલાં ખુદાવંદતાલાએ મારૂં નુર પેદા કર્યું."
તે નુરે હજાર વરસ સુધી કે જે વરસોનો એક દિવસ આ દુનિયાના હજાર વરસ જેવડો છે. જેમ ખુદાવંદતાલા ફરમાવે છેઃ–

'તમારા પાલણહાર (રબ) ની આગળ આ દુનીયાનાં વરસો જે ગણો છો તેવા હજાર વરસ જેવડો એક દિવસ છે'.

તે મારૂં નુર ખુદાવંદતાલાની કુદરત, મોટાઇ, અને ઇઝતની સ્તુતિ કરતું હતું, અને બંદગી અને સ્તુતિ અને ખુદાવંદતાલાને નમન કરવામાં મશગુલ રહેતું હતું (યાને તપ કરતું હતું.) * * * *

એ નુરે **મહમદ** મુસ્તફાએ બાર હજાર વરસ સુધી આલમે તજરૂદીમાં ખુદાવંદતાલાની બંદગી કરી, ત્યાર બાદ ખુદાવંદતાલાએ તે નુરનાં ચાર ભાગ કરીને **અરશને** પેદા કર્યું, બીજાથી **કલમને**, ત્રીજાથી **બહેસ્ત** અને ચોથાથી આલમે અરવાહ અને તમામ સૃષ્ટી પેદા કરી.

આપણાં પાક ઇસમાઇલી શાસ્ત્રોમાં સૃષ્ટીની ઉત્પતી માટે નીચે મુજબ વર્ણન છેઃ–

## કલામે પીર,

તો મુનીવર ભાઇ, આ પ્રથમ સામીજીએ પૈદા કીયા,
એ ભાઇ જયારે હુતા તે ધંધુકાર;

ત્યારે બીજો તે હતો કાંઇ નહિ,
અને એક હતા તે નિરાકાર રે. (૧)

તો મુનીવર ભાઇ, ત્યારે સામીજીએ મનમાંહે એમ ધર્યો,
અને સંસાર સૃજ્યાનું આચાર;
ત્યારે મુખમાંહેથી ફીણનો ગોટો કાઢયો,
તેમાંથી કીધો તે ઈંડાંનો આકાર રે. (૨)

તો મુનીવર ભાઇ, તે ઇંડો શાહે ઉપાવ્યો,
અને તેને હાથમાંહે તે રાખ્યો કેટલીક વાર;
ત્યાં સામીજી તે બેઠા અહંકારમાં,
અને ત્યાં ઇંડા ઉપર તે ધર્યો પ્યાર રે. (૩)

તો મુનીવર ભાઇ, તે ઈંડો ઝુલાવે સામીજી અપણા હાથમાં,
અને તેને કીધો બહુ વીસ્તાર;
ત્યારે સામીજીનાં મનમાં એમજ આવ્યું,
કે આ ઈંડાંમાંથી તે કરૂં ઉત્પતી અપાર રે. (૪)

તો મુનીવર ભાઇ, ત્યારે સામીજીએ મનમાંહે વિચાર્યું,
જે આ ઈંડાં માંહેથી શું શું કરૂ આકાર;
ત્યારે સામીજીએ સાત તબક જમીનના ઠેરાવ્યા,
અને દશ આશમાનનું તે રાખ્યો વિચારરે (૫)

તો મુનીવર ભાઇ, ત્યારે અહંકાર કરતાં સામીજીએ,
ઇંડો ઉંચો ચડાવ્યો

તે માંહેથી થયો દશ આશમાનનો આકાર;
ત્યાંથી ઈંડું નીચે આવ્યું,

તેમાંથી થયા સાત તળક જમીનના તેણીવારે (૬)

તો મુનીવર ભાઇ, ત્યાં સામીજીએ પોતાની કુદરત
માંહેથી પેદા કર્યા,

અને આ જમીન આશમાનનો આકાર;
ત્યારે સામીજી તો ફરી બેસી રહ્યા,
તે કેટલાએક જુગ નિરાકાર રે. (૭)

તો મુનીવર ભાઇ, ત્યારે સામીજીએ પોતાનાં નુર
માંહેથા ઉપાવ્યા,
અને સામીજીએ બીજી તે સીરજી મુરત ચાર,

આ ત્યા એક પીંડ પોતા તણું
અને પાંચેઇ તનનો એક અવતાર રે. (૮)

**અર્થ**:–હે મોમીનો ! જ્યારે ધંધુકાર ( મહાપ્રલય ) હતો અને પોતે એક નિરાકાર સિવાય બીજું કાંઇ નહિ હતું, ત્યારે પ્રથમ ખુદાવંદતાલાએ (શું) પેદા કર્યું ? (૧).

હે મોમીનો ! ત્યારે ખુદાવંદતાલાએ મનમાં એવો વિચાર કર્યો કે હું સૃષ્ટીની ઉત્પતી કરૂં. તેથી મ્હોડાંમાંથી ફીણનો એક ગોટો કહાડયો તેમાંથી ઈંડાંનો આકાર બનાવ્યો. (૨).

હે મોમીનો! ખુદાવંદતાલાએ તે ઈંડું પેદા કરી ઘણા વખત સુધી હાથમાં પકડી રાખ્યું અને ખુદાવંદતાલાએ પોતાની ધુનમાં બેસી ઇંડાં ઉપર ઘણુંજ હેત ધર્યું. (૩).

હે મોમીનો! ખુદાવંદતાલાએ તે ઈંડાંને પોતાના હાથમાં ઝુલાવી ઝુલાવી તેનો ઘણો ફેલાવો કર્યો અને ખુદાવંદતાલાએ વિચાર કર્યો કે આ ઇંડાંમાંથી ઘણી તરેહની ઉત્પતી કરૂં. (૪).

હે મોમીનો? ત્યારે ખુદાવંદતાલાએ મનમાં એમ વિચાર કર્યો કે આમાંથી શું શું બીજું બનાવું, ત્યારબાદ ખુદાવંદતાલાએ સાત જમીન તબક અને દશ આસ્મમાન (પેદા કરવા) નો ઇરાદો કર્યો. (૫)

હે મોમીનો! ત્યારે ખુદાવંદતાલાએ પોતાની ધુનમાં એ ઇંડાંને ઉંચે ઉડાડયું અને તેમાંથી દશ આસમાન પેદા કર્યાં ત્યાંથી તે ઇંડુ નીચે આવ્યું અને તેમાંથી જમીનના સાત તબક (પાતાળ) પેદા થયા. (૬)

હે મોમીનો! ખુદાવંદતાલાએ પોતાની કુદરતમાંથી સાત જમીન અને સાત આસમાન (એ મુજબ) પેદા કર્યા અને ત્યારબાદ કેટલોએક વખત સુધી નિરાકાર રહ્યા. (૭)

હે મોમીનો! ત્યારબાદ ખુદાવંદતાલાએ પોતાનાં નુરમાંથી બીજી ચાર મુરત પેદા કરી અને પાંચમા તરીકે પોતે રહી એ પાંચે તન (પંજતન)નું એકજ સ્વરૂપ રાખ્યું. (૮)

તેમજ સતવેણી નામના ગ્રંથમાં કહેલું છે કેઃ—

પહેલા સુરીજન નિરીંજન હોતા,
આદ અંતમાંહે તેજ જ હોતા. (૧)
તબ જા તેજ બીંબ ઉપાયા,
સાદ શબ્દ સબમાંહે સમાયા. (૨)
આદ અંત હોતા અકેલા,
તબતો સતગુર સુરીજનકે ભેલા. (૩)
ઇસ ખેલ જે નર કેરા,
તબતો સતગુરૂ ને સતારા. (૪)
નહિ તબ રીત નહિ તબ રાતા,
નહિ તબ નામ નહિ તબ જાતા. (૫)
પહેલા અપના પીંડ ઉપાયા,
સો તન માંહેથી નુર નીપાયા. (૬)
સોઇ નુરકા સતગુર હુઆ,
તબ પીછે ફીર રચના કીયા. (૭)
સારી હિકમત સતગુરને કીતી,
ઉપના ફીરસ્તા તબ બાતાં બીતી. (૮)
આગે આદમ ફીરસ્તા સાથાં,
સો સબ હુએ અપણી જાતાં, (૯)
રે તુંહી સાચા સાંહીયા પીયુજી.

આપ નિરીંજન ઉપના, અને આપે ઉપાઇ જાતરે;
આપસ માંહેથી ઉપના. સો સતગુર સતારા સાથરે. (૧)

એ મુજબ ખુદાવંદતાલાની એક જાત નિરાકાર હતી તેમાંથી પ્રથમ **નુરે મહમદ** યાને **અલ્લા** ઉત્પન્ન કર્યાં અને તેમાંથી આ સૃષ્ટીની ઉત્પતી થઇ.



## પ્રકરણ ૩ જું.



# કુતુબ તારો.



આપણા પાક ઇસ્માઇલી શાસ્ત્ર ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે, ખુદાવંદતાલાએ **નુરે મહુમદી** ઉત્પન્ન કર્યું. તે સાથે તે પાક નુર પાંચ તનમાં એકજ સ્વરૂપે રહ્યું, જેને કુતુબ તારા તરીકે જણાવેલ છે. જેમકેઃ-

કેતેક જુગ તો સતારા રહ્યા,
ઉસકા ભેદ કીને ન લહ્યા. (૧)

આપો આપ સૃજનહારા,
પાંચે તન શાહાકા સિણગારા. (૨)

સીંતેર સેહેસ્ર બરસ જો હોઇ,
ઉપસે સતારા અગોચર સોઇ. (૩)

તબ તો ફીરસ્તા કરતા કામા,
ઉસકા કહીએ જીબરાઇલ નામા. (૪)

તબ તો સતગુરૂ અગોચર હોતે,
ઉસકી તેજમાંહે ફીરસ્તે ન પોતે. (૫)

પીછે રચના રચી અપાર,
પીંડમાંહે ઉપના સુરીજનહાર. (૬)

તબહી રચ્યા ધંધુકાર,
પાંચે તનકા કીયા વિસ્તાર. (૭)

તીન મુરતકી જુગત અપાર,
શકિત સાથે રચ્યા સંસાર. (૮)

વેદમાંએ અગોચર ન્યારા,
તીસકા એ હુએ સકલ પસારા. (૯)

## રેતુંહી.

આપસ તન ઉપાયા, સો તેજ પીંડજ માંએરે,
બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર, શક્તિ સો તન હોતા તાંએરે. (૨)

તેમજ,

તો મુનીવરભાઇ, આપણા માથા મુબારકના નબી મહમદ
મુસ્તફા કર્યા,
અને મૌલા અલી પોતે અલી અવતાર;
આ સીના મુબારકની તે હ૦ બીબી ફાતમા,
અને નુર ચસ્મ બે તેના હજરત ઇમામ હુસન
વ હુસેન દીલ ઠારરે.

અર્થ:-હે મોમીનો! પોતાનાં માથા મુબારકના હ૦ નબી **મહમદ** મુસ્તફાને બનાવ્યા. અને પોતે **અલી** રૂપે

•થયા અને સીના (છાતી) મુબારકની હ૦ બીબી **ફાતમા** અને આંખોના બે તારા હ૦ **ઈમામહસન** તથા હ૦ ઇમામ **હુસેન** દીલને ઠંડક આપનારા બનાવ્યા.

એ મુજબ આ પાંચે તન (પંજતન) એકજ નુર સ્વરૂપ તરીકે **કુતુબતારા** તરીકે આખી જગતને જ્ઞાનરૂપી પ્રકાશ આપતું રહેતું હતું.

એ નુરી **સીતારો** સીંતેર હજાર વરસ સુધી પ્રકાશી પાછો સિંતેર હજાર વરસ સુધી અસ્ત થઇ જતો, જેમકેઃ-

આપો આપ સીરજણહારા,
પાંચે તન શાહાકા શણગારા.
સિંતેર સહસ્ત્ર બરસ જો હોઈ,
ઉપસે સિતારા અગોચર હોઇ.
( સતવેણી નાની ).

આ વિષે **કસસુલ અંબીઆ**માં નીચે મુજબ હકિકત છે.-

" એક વખત **જીબ્રાઇલ** વહી લઇને હ૦ નબી **મહમદ** (મુસ્તફા સ૦) પાસે આવ્યા હતા, ત્યારે હ૦ બીબી ફાતમા એ તેમને "**ચાચાજી**" કહીને બોલાવ્યા; આથી **જીબ્રાઇલ**ને માઠું લાગ્યું અને તે વિષે હ૦ બીબી **ફાતમા**ને "**ચાચા**" કહી બોલાવવાનું કારણ પુછ્યુ. જેના જવાબમાં હ૦ **ફાતમા** **ઝોહારા**એ પોતાના પિતાજીને પુછવા જણાવ્યું, જે

ઉપરથી **જીબ્રાઈલે** હ૦ **નબી સાહેબ** પાસે અર્જ ગુજારી અને મજકુર કારણ પૂછ્યું. જેના જવાબમાં હ૦ **નબી સાહેબે** તેને સ્વાલ કર્યો કે "હે **જીબ્રાઇલ!** તમારી પેદાયશ અગાઉ કઇ ચીજ હસ્તીમાં હતી?" હ૦ **જીબ્રાઇલે** જવાબ આપ્યો કેઃ—

કુતુબકી તરફ સિતારા જો થા,
ખુદાકે હુકમસે નીકલતા વો થા
ગુઝરતે જબ સાલ સિંતેર હજાર,
વોહ આતા થા હોકર તુલુઅ એકવાર.
ગુરૂબ હોકે સાલ સિંતેર હજાર,
જો હોતે તો આતા વહી રખ શુમાર
યકીન ઉસ સિતારેકો દેખા હું મેં,
યું સિંતેર હજાર ઈસ વજહ ઉસકે તંહી
કહું ઉમર મેરીકા કબલગ બયાન,
કહા મુખ્તેસર સબ તુમ્હેરે અયાન.

(નુર નામે રસુલે મકબુલ)

ભાવાર્થઃ—**કુતુબ તારો** સિંતેર હજાર વરસ ઉગતો તથા સિંતેર હજાર વરસે આથમતો હતો. એવી રાતે સીંતેર હજાર વખત મેં તેને ઉગતો-આથમતો જોયોછે. મારી ઉમર વિષે આ ટુંક વર્ણન મેં આપ્યુંછે, બાકી આપ **નબી સાહેબને** સર્વ રોશનછે.

ફરી હ૦ **નબી સાહેબે** સ્વાલ કર્યો કે "તે કેવો હતો?" તેના જવાબમાં **જીબ્રાઇલે** જવાબ આપ્યો કેઃ—

કહે જીબ્રાઈલ અએ રસુલે ખુદા,
અવ્વલ ઉસકે સરપે એક તાજ થા.
થે કાનુમેં દો દુર અજબ બે બહા,
ગલ્લેમેં ભી ઉસકે એક **હાંસ** થા.
(નુર નામે રસુલે મકબુલ.)

અર્થ:-**જીબ્રાઇલ** કહે છે કે, હે ખુદાવંદતાલાના રસુલ, પહેલાં તો તેનાં (**કુતુબ તારાના**) માથાપર એક **તાજ** હતો, કાનમાં અજબ બે અમુલ્ય **મોતી** હતાં, અને ગળાંમાં એક **હાર** હતો.

આ જવાબ સાંભળી હ૦ **નબી સાહેબે** જવાબ આપ્યો કે-

અવ્વલ તાજ મુજ સરપે થા સો અલી,
દોનુ દુર હુએ બેશક "હસન ઓર હુસેન;"
ગલેમેં જો હંસલી મેરી "નુર અએન ફાતમાં."
(નુર નામે રસુલ મકબુલ)

અર્થ:-પહેલાં મારા માથા પર જે **તાજ** હતો, તે હ૦ મૌલા **મુરતઝા અલી** હતા, બન્ને **મોતી હસન** અને **હુસેન** હતા, એમાં શક નથી; અને ગળામાં જે **હાર** હતો, તે મારી આંખનું નુર **ફાતમત ઝોહરા** હતાં.

એ મુજબ હ૦ **નબી સાહેબે** **જીબ્રાઈલને** સમજાવ્યું કે, અમો **પંજતન** પાકના નુરની પેદાશ તમારા અગાઉની છે કે જે નુર "**કુતુબ તારા**" માં પ્રકાશી રહ્યું હતું અને તેથી, હ૦ **ફાતમત ઝોહરાએ** "ચાચાજી" કરીને બોલાવ્યા તે વ્યાજબી હતું.

## પ્રકરણ ૪ થું



# ૪ કલપની ઉત્પતી.



આપણે ઉપર જોઇ ગયા કે ખુદાવંદતાલાનું પાક નુર પ્રથમ નિરંજન નિરાકાર હતું, અને તે પાક જાત વિના કોઇ પણ ચીજ હસ્તી ધરાવતી ન હતી. ત્યારબાદ ખુદાવંદતાલાએ પ્રથમ પોતાના નુરમાંથી બ્રહ્મા (નુરે **મહમદી**) ને ઉત્પન્ન કરી આ સૃષ્ટીની રચના કરી.

એ મુજબ એક કરણમાં ત્રીસ જુગ એ મુજબ આઠ લાખ કરણ વહી ગયા, જેમાં અનંત કોટી જીવોનો બ્રહ્મા (યાને નુરે (**મહમદી**) ની હિદાયતથી ઉદ્ધાર થયો. જે વિષે આપણા પાક શાસ્ત્રોમાં નીચે મુજબ વર્ણન છે:-

"તારે આઠ લાખ કરણ મધે સામી તમે અનત કરોડ દેવ નારાયણે નીપાવ્યા હો સામીજી! તારે આઠ લાખ કરણમધે જુગ એક ધારજંતે હો સામીજી! ત્યારે ૩૦ જુગ મળી મજમે એક કરણ મધં પુરણ પરવતંતે હો સામીજી! ત્યારે આઠ લાખ કરણ મધે સામી તમે અનત જીવ નિસ્તાર્યા હો સામીજી!"

(મુળ ગાવંત્રી)

આપણને જે નુરે **હિદાયતની** સીલસીલાબંધ સાંકળ આપણા મહાન બોધગુરૂ **પીર સદરદીને** રચી આપી છે, જે મજકુર જમાના પછીથી શરૂ થાય છે. એટલે કે ૩ કરણના જમાનામાં ખુદાવંદતાલાના ૧૭ અવતાર રૂપે ખુદાઇ નુર આ જગતમાં પ્રકાશી અસંખ્ય લોકોને હિદાયત કરી ગયેલ છે. જેનાં નામઃ-

| | |
|---|---|
| ૧–અહુણાદ. | ૯– નુર. |
| ૨–અલખ. | ૧૦– તેજ. |
| ૩–નામનીલ. | ૧૧– જળ. |
| ૪–અનીલ. | ૧૨– કમળ. |
| ૫-સુન. | ૧૩– અદભુદ. |
| ૬–સાન. | ૧૪– જાગ. |
| ૭–નાન. | ૧૫– તત્વ. |
| ૮–ગ્નાન. | ૧૬– પ્રેમતત્વ. |
| | ૧૭–આદ પુરૂષ. |

ત્યારબાદ આદ પુરૂષના નાભી કમળમાંથી ચાર કલપના જમાનામાં નીચેના અનુક્રમે શારરિક રૂપમાં પોતાના નુરને ઝહુર કર્યું.

## ( ૧ ) કલપ પહેલો "જાએલા"

આ કલપમાં ખુદાવંદતાલાનું નુર ચાર રૂપે પ્રકાશી, **નવાણું કરોડી જખને** હિદાયત કરી મોક્ષ ગતિએ પમાડયા. તે ચાર રૂપના નામ નીચે મુજબઃ-

(૧) હવ, (૨) કવ; (૩) ધરમ, (૪) કેશવ.

**(૨) કલપ ૨ જો "ફાએલા."**

આ કલપમાં ખુદાવંદતાલાનું નુર ૩ **રૂપે** પ્રકાશી, **છપન કરોડ મેઘમાળને** હિદાયત કરી મોક્ષ ગતિ બક્ષી તે ૩ રૂપના નામઃ-

(૧) તઉણાદ, (૨) ઉતરા; (૩) હરીતક.

**(૩) કલપ ૩ જો "અરજા"**

આ કલપમાં ખુદાવંદતાલાનું પાક નૂર બે રૂપે પ્રકાશી **બત્રીસ કરોડ કીનરને** હિદાયત કરી મુકત કર્યા. તે બે રૂપના નામઃ-

(૧) પરૂરવા, (૨) અંત અતીત

**(૪) કલપ ૪ થો "ખલીફા.**

આ કલપમાં ખુદાવંદતાલાનું પાક નુર ૧ રૂપે પ્રકાશી **તેત્રીસ કરોડ દેવતાને** હિદાયત કરી અમર પદ બક્ષ્યું, તે રૂપનું નામઃ-

(૧) પ્રેમરૂખ.

એ મુજબ ૪ કલપમાં કુલ ૧૦ રૂપે ઇલાહી નુરે ઝહુર થઇ. ઉપર જણાવ્યા મુજબ જીવોને મુકતિ બક્ષી.

મજકુર ૪ કલપનો જમાનો ખલાસ થતાં ખુદાવંદતાલાએ **૪ જુગનો** જમાનો મુકરર કરી તેમાં દશ રૂપે પોતાના નુરને ઝહુર કરી કેવી રીતે અને કેટલા જીવોનો ઉદ્ધાર કર્યો તે આ પછીના પ્રકરણમાં આપવામાં આવેલ છે

## પ્રકરણ ૫ મું



# ચાર જુગની હકિકત.

—(૦)—

ચાર જુગના કુલ ૪૩૨૦૦૦૦ વરસો મળી એક ચોકડી કહેવાયછે અને તેને બ્રહ્માનો એક દિવસ ગણવામાં આવેછે. જ્યારે બ્રહ્માનો દિવસ હોયછે, ત્યારે સર્વ સૃષ્ટી મૌજુદ રહેછે, પણ જ્યારે બ્રહ્માની રાત્રી થાયછે, ત્યારે સર્વ ચીજ પોતાની જાતમાં સમાઇ જાયછે યાને સર્વ ચીજનો લય થાયછે. તે વખતને મહાપ્રલય પણ કહેવામાં આવેછે. છેલ્લા મહાપ્રલય બાદ ખુદાવંદતાલાએ જે છેલ્લી ચોકડી ઉત્પન્ન કરી. તેના ૪ જુગનાં નામ નીચે મુજબ છે:-

( ૧ ) કર્તા, ( ૨ ) ત્રેતા; ( ૩ ) દુઆપુર, ( ૪ ) કલજુગ.

એ મુજબ ચારે યુગનો છેલ્લો જમાનો ખુદાવંદતાલાએ ઉત્પન્ન કરી તેમાં પોતાનાં પાક નુરને હિદાયતના સૂર્ય રૂપ સદા પ્રકાશતું રાખી અસંખ્ય કરોડો જીવોનો ઉધ્ધાર કર્યો. એ હિદાયતી સૂર્યને હિંદુશાસ્ત્ર **અવતાર** કહેછે, જયારે ઇસ્લામી શાસ્ત્ર તેને **મઝહરે ઝાતે અલ્લાહ** કહે છે કે જે, નબી, પેગમ્બર કે ઇમામ રૂપે દુનીયામાં હિદાયતના સૂર્ય માફક ઝળકી જગતમાં અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરેછે.

એ મુજબ અનેક અવતારો અગર તો જુદા જુદા એક લાખ અને ચોરાસી હજાર પેગમ્બરને કે જુદાજુદા ઇમામો થવાથી અનેક ઇશ્વર ગણાતા નથી પણ તે સર્વમાં એકજ ખુદાઇ હિદાયતનું નુર પ્રકાશે છે અને તે પાક નુરનેજ ખુદાવંદતાલા તરીકે હકિકતી જ્ઞાન ધારવનારા ગણેછે, તેથી અણુસમજુ અને નાદાન માણસો તેમ ગણનારાઓને મુશરીક યાને ખુદાવંદતાલાનો ભાગીયો ગણનરા અગરતો અનેક ખુદાને માનનારા ગણી ખોટો આરોપ મુકેછે, પણ વાસ્તવિક રીતે તેમ ગણવુ તે તેવા જાહેલોની ઓછી સમજનુંજ પરિણામ છે. આટલા ખુલાસા બાદ હવે પછી જે જે અવતારો તેમજ ઇમામોનું વર્ણન આવે છે, તેમાં જે કાંઈ આપણને સંબંધછે તે ફકત ખુદાવંદતાલાના પાક હીદાયતી નુર સાથેજ સંબંધ છે તે પાક નુર ધરાવનારા અવતારો અંશાઅવતાર તરીકે હિંદુ શાસ્ત્રોમાં ગણાયછે અને ઇસ્લામમાં તેમને હિદાયતના મહાન સૂર્યરૂપ પેગંબરો કે ઇમામો ગણેછે.

એ મુજબ ખુદાવંદતાલાની બનાવેલી મખલુકતને પોતાની ભાષા અને રૂઢી મુજબ જુદી રીતે પણ એકજ ચીજની ઓળખ આપીછે.

હવે ચાર જુગમાં કેટલા પાત્રો થયા તથા દશ મુખ્ય અવતારોએ શું શું કર્તવ્યો કર્યાં ? તે ટુંકમાં વર્ણન આપીશું.

દરેક મુખ્ય અવતાર સાથે એકેક દૈત્ય મુકરર કરેલો છે, જેમ ખુદાવંદતાલા ફરમાવે છે:-

## સુરતુમ ફોરકાન આયત ૩૧.
## જઅલના લેકુલ્લે નબિયયિન અકુવ્વમ મેનલ મુજરેમાન.

અમે દરેક પેગમ્બર માટે પાપીઓ ( દૈત્યો ) માંથી એક દુશમન મુકરર કર્યો છે

એ મુજબ દશ અવતારે દશ દૈત્યોનો સંહાર કરી ભકતોનો ઉદ્ધાર કરેલ છે.

### ( ૧ ) કર્તા યુગ

આ યુગમાં ખુદાવંદતાલાનું પાક નુર નીચે મુજબ ઝહુર થયું:—

( ૧ ) **મચ્છ**—મુખ્ય અવતાર રૂપે સંખાસુર નામના દૈત્યને મારી **બ્રહ્માજી**ના હરાયેલા ચાર **વેદ** **બ્રહ્માજી**ને સોંપ્યા અને મુખ્ય ભકત તરીકે **રૂખ મુગત** થયા.

**મચ્છાવતાર** પછી ૮ નીચે મુજબ પાત્રો થયા:-

( ૧ ) મનાએક
( ૨ ) અજમેર
( ૩ ) અગરસેન
( ૪ ) એછાઉત
( ૫ ) ભરેસપન
( ૬ ) અસુઅમીતર
( ૭ ) પઉતર
( ૮ ) પડવીર

પડવીરથી **કોરભ** મુખ્યાવતારનો જન્મ થયો અને તે રૂપે **મધુકીટક** નામના દૈત્યને મારી દૈત્યોનો સંહારી દેવોનો તેમના ત્રાસથી બચાવ કર્યો. તે અવતારમાં ભકત તરીકે **અમરીખ** ગણાયછે.

**કોરભ** અવતાર પછી ૬ પાત્રો નીચે મુજબ થયા.

( ૧ ) ભીસરીયાત
( ૨ ) દીખીયાત
( ૩ ) પ્રજાપત
( ૪ ) અગરસેન
( ૫ ) કદીમ
( ૬ ) દોએલ

દોએલથી **વારાહનો** અવતાર જાહેર થયો અને મોર દાણવને મારી પૃથ્વીનો બચાવ કર્યો. આ અવતારમાં મુખ્ય ભક્ત તરીકે **ધ્રુવ** ગણાયછે.

વારાહ અવતાર પછી નીચે મુજબ ૮ પાત્રો **થયાઃ-**

| | |
|---|---|
| ( ૧ ) કેશવ | ( ૫ ) બલીકૃત |
| ( ૨ ) ખત્રીવસ | ( ૬ ) ગોતમ |
| ( ૩ ) અસાવ | ( ૭ ) અંત |
| ( ૪ ) ઉનસ | ( ૮ ) હરીકતક |

તેનાથી **નરસિંહનો** જન્મ થયો.

**નરસિંહ** નામે ચોથા અવતાર રૂપે **પ્રલ્હાદ** ભકતનો, અનેક દુઃખ આપનાર **હરણાકંસનો** વધ કરી દેત્યોનો નાશ કર્યો અને પૃથ્વીપરથી પાપનું બળ ઓછું કરી ધર્મનો ફેલાવો કર્યો.

એ મુજબ **કર્તા યુગમાં** કુલ ચાર અવતારે ચાર દેંત્યને મારી ચાર ભકતો અને મુખી **પ્રલહાદ** સાથે ૧૫ કરોડમાંથી પાંચ કરોડ જીવોનો ઉધ્ધાર કર્યો. આ યુગમાં **વન** દાગ હતો એટલે મુડદાંઓને અવ્વલ મંજલે પ્હોંચાડવા **વનમાં** છોડી દેવામાં આવતાં. આ યુગનું પ્રમાણ સતર લાખ અઠાવીસ હજાર વરસનું હતું.

આ યુગમાં ગુરૂ **બ્રહ્માજી** હતા અને જાપ શ્રી **નરસિંહનો** જપવામાં આવતો. આ યુગમાં **ઘટપાટ સોનાના** હતા તથા

દાન કુંજર એટલે હાથીનું અપાતું. મુખ્ય વ્રત તરીકે **સોમ વારી એકાદશી** પાળવામાં આવતી. કુલે જીવો પંદર કરોડી મુખી **પ્રહ્લાદ** નીચે હતા. જેમાંથી પાંચ કરોડી મુકિત પામ્યા તથા પાંચ કરોડી આવાગમણુ એટલે ફરીથી દુન્યામાં રહ્યા અને પાંચ કરોડ દોઝખમાં ગયા.

## ( ૨ ) ત્રેતા યુગ

**નૃસિંહ** અવતાર પછી પાંચ પાત્રો થયાઃ-

( ૧ ) મનાએક
( ૨ ) કઉચક
( ૩ ) રેપક
( ૪ ) કેશવઢણુ
( ૫ ) કેશવરૂખ

અને તેનાથા **વાએમણ**નો જન્મ થયો.

### અવતાર ૫ માં **વ.એમણ.**

**બળ** નામે એક મહાન રાજા થયો, તેણે પોતાના ગુરૂ શુક્રને પૂછયું કે "હે મહારાજ' મને એવો ઉપાય બતાવો કે જેથી હું ત્રણે ભુવનમાં મોટો ગણાઉં".

બળના આવા વચન સાભળી **શુક્રે** કહયું કે "હે **બળ** રાજા! ધર્મ દાન પુનથી સર્વ વસ્તુ આધિન થાય છે, માટે તું હોમયજ્ઞ કર".

પોતાના ગુરૂના એવા વચન અનુસાર **બળ**રાજાએ હોમ યજ્ઞ શરૂ કર્યો, અને અનેક બ્રાહ્મણોને સોના રૂપાનાં દાનો

કર્યાં. દેવ લોકોએ વિચાર કર્યો કે, જો **બળરાજા** યજ્ઞોના પુન્યથી મહાન પદવી મેળવશે તો દેવોને ઘણું દુઃખ દેશે તેથી, **વિષ્ણુ** પાસે આ બાબતની સ્તુતિ કરી, **બળ**નો નાશ કરવા અરજ કરી. જે ઉપરથી **વિષ્ણુ** વરદાતાર બ્રાહ્મણનું ઠીંગણુરૂપ લઇ બળને ત્યાં આવ્યા. અને યાચના કરી.

**બળ** રાજાએ મગરૂરીથી જવાબ આપ્યો " માંગો, માંગો જે માંગો તે આપવા તૈયાર છું, આજે **બળ**રાજા તુષ્ટમાન થયો છે."

**બળ**રાજાના ગુરૂ **શુક્રે બળ** રાજાને ચેતવણી આપી કે, વિચાર કર, આ બ્રાહ્મણ નથી. સાધારણ યાચક નથી, પણ ત્રીભુવનનો પતિ **વિષ્ણુ** વરદાતાર છે. માટે તેના પગમાં પડ."

મગરૂર **બળ**રાજાએ પોતાનાં ગુરૂનાં વચનનો અનાદર કરી, ફરી **વાએમણને** ઇચ્છીત ચીજ માંગી લેવા કહ્યું. આથી **વાએમણે** (ઉંઠકમ) સાડાત્રણ કદમ પૃથ્વી, મઢી બાંધવા માટે માંગી, બળ રાજાએ તુરત પાણીની ઝારી મંગાવી દાન આપતાં પાણી દેવા લાગ્યો પણ પોતાના શિષ્યનો નાશ થતો જોઇ, ગુરૂ શુક્રે ઝારીનાં નાળવામાં પ્રવેશ કરી પાણી પડતું અટકાવ્યું, પણ બળ રાજાએ તુરત નાળવામાં દર્ભની સળી નાંખી જે **શુક્રની** આંખમાં લાગી અને આંખમાંથી જળની ધાર થઇ. ત્યારથી **શુક્ર** કાણો થયો કહેવાયછે. પાણીથી દાન આપતાં સાથેજ **વાયમણે** વેરાટ સ્વરૂપ ધારણ કરી, ત્રણ

કદમમાં આખી પૃથ્વીને માપી લઇ, અર્ધા કદમની બળ પાસે માંગણી કરી. બળે તે માટે પોતાનું શરિર અર્પણ કર્યું પણ તે શરિર ટકાવવા જેટલી પૃથ્વી બળ પાસે નહિ હોવાથી, પોતાનાં કરેલાં પુન્યપર પોતાની દેહને અધર રાખી અર્ધું કદમ લેવા કહ્યું. જે ઉપર **વાયમણ** પગ રાખતાં બળ રાજા પાતાળમાં ચાલ્યો ગયો, જ્યાં બળને પાતાળનુ રાજ્ય આપી તેનાં પૂન્યની કદર કરી પણ અહંકારથી પોતાનું રાજપાટ, દાનપુન્ય સર્વ નાશ થયું.

## અવતાર ૬ ઠો પરશુરામ.

**વાએમણ** અવતાર પછી નીચે મુજબ પાત્રો થયાઃ-

| | |
|---|---|
| ૧-માનધાતા | ૩-એશરીન |
| ૨-પ્રથમ જએ | ૪-જવલગન |

અને તેનાથી **પરશુરામનો** જન્મ થયો.

**જવલગન** રૂપી પોતાની સ્ત્રી **રેણુકા** સાથે વનમાં તપ કરતા હતા. એક દિવસ રેણુકાનો ભાઇ **સહસ્ત્રા અર્જુન** મુસાફરી કરતાં કરતાં ત્યાં આવી પ્હોંચ્યો અને પોતાનાં લાવ-લશ્કર સાથે તેજ વનમાં પડાવ નાંખ્યો.

**રેણુકા** હંમેશા જળ લેવા નદી કિનારે જતાં, અને કપ-ડાંમાં જળ બાંધી લાવતાં. સત્યનાં અને ધર્મનાં જોરે કપડાં-માંથી પાણી ગળી જતું નહિ. **રેણુકા** હમેશ મુજબ આજે

પણ નદી કિનારે જળ લેવા આવ્યાં નદી કિનારે પડેલ લાવ લશ્કર અને પાદશાહી ઠાઠ જોઇ, પુછતાં ખબર મળી કે, પોતાનો ભાઇ **સહસ્ત્રા અર્જુન** આજે આ વનનો મહેમાન થઇ રહ્યો છે. એથી **રેણુકા**ને વિચાર થયો કે મારો ભાઇ આજે મારે ત્યાં મહેમાન થઇ આવ્યો છે, પણ મારી પાસે કંઇ નથી કે હું તેની મહેમાનગીરી કરૂં. એમ વિચારી કહ્યું કે:-

**હોત મુજ ઘેર રાજ તો,**
**ભાઈને જમાડત હું આજ.**

તપશ્ચર્યા ધન કરતાં રાજ્ય ધનને વધુ મહત્વતા આપતાં **રેણુકા**નું વસ્ત્ર આજે જળ ધરી શકયું નહિ. **રેણુકા** નિરાશ થઇ પોતાના પતિ પાસે આવી સર્વ હકિકત કહી. આથી **તપેશ્વરી જમદગ્નિ ઋષિએ કામધેનું** ગાય એક દિવસ માટે સ્વર્ગમાંથી માગી લીધી અને **રેણુકા**ને તેના ભાઇની મહેમાનગીરી કરવા આમંત્રણ આપવા જણાવ્યું.

**સહસ્ત્રા અર્જુન** પોતાની બ્હેનનાં આમંત્રણથી અજબ થયો અને વનમાં તપ કરતાં પોતાના બ્હેન બનેવીને પોતાનો પાદશાહી ડોળ બતાવવા અને તપ કરતાં રાજય સુખ કેટલું વધારે છે, એ બતાવવાના હેતુથી પોતાનાં સર્વ લાવલશ્કરને **જમદગ્ની**ને ત્યાં મહેમાનગીરી લેવાનો હુકમ ફરમાવ્યો.

યોગ્ય સમયે સર્વ લાવ લશ્કર જમવા માટે બેસી ગયું અને જમવાનું પીરસાવા લાગ્યું. કુદરતી મીષ્ટાંનો અજબ કરી

મઢીમાથી અખુટ નીકળવા લાગ્યાં. આ જોઇ **સહસ્રા અર્જુન** તાજુબ થયો અને આવી અલૌકીક ચીજની તપાસ કરવા પોતાના કેટલાએક બાતમી અનુચરોને હુકમ કર્યો, જે ઉપરથી તેણે જાણ્યું કે **કામધેનું** ગાય આ અખુટ ભોજન આપનારી છે અને તેથી તે **કામધેનું** ગાય લેવાની તેની ઇચ્છા થઇ. આ ઇચ્છા ઋષીને જણાવતાં ઋષીએ તે ગાય ઇંદ્રની હોવાનું જણાવ્યું, પણ રાજ્યમાં મસ્ત બનેલા દૈત્યે તેની દરકાર નહિ કરતાં જબરદસ્તીથી ગાયને લઇ ગયો.

**જમદગ્ની (જવલગ્ન) ઋષી** બહુ દિલગીરી થયા. પોતાનો પ્રતાપી દૈવી પૂત્ર **પરશુરામ** બ્હાર દુર ગએલા હતા તેમનું સ્મરણ કર્યું. જે ઉપરથી જરા વારમાં **પરશુરામ** હાજર થઇ પિતાના ફરમાનની રાહ જોતા ઉભા. પિતાએ હુકમ કર્યો:–

પહેલાં મારો આ માતા તોએ,
જેનાથી સર્વે વિઘ્નનજ હોએ.

જે સાંભળતાંજ **પરશુરામે** પોતાની માતા ઉપર ફરસી ચલાવી, માતાનું સિર ધડથી જુદું કરી, પિતા તરફ આજ્ઞાક્તિપણું સાબિત કર્યું. જે બાદ બીજા હુકમ માટે અર્જ કરતાં ઋષીએ સર્વ હકિકત વિસ્તારથી કહી. જે સાંભળી એકવીસ વાર પૃથ્વિ નક્ષત્રી કરવાનું પણ લીધું અને પિતાને શાન્ત કર્યા, જેથી પોતાના આજ્ઞાંકીત પૂત્ર ઉપર અતિ ખુશી થયા અને ઇચ્છીત વસ્તુ માંગવા કહ્યું, જે ઉપરથી **પરશુ-**

**રામે** પોતાની માતાને સજીવન કરવા વિનતી કરી. રૂષીએ. તપનાં બળથી રેણુકાને સજીવન કર્યા.

**સહસ્ત્રા અર્જુને શીવ** પાસે તપ કરી હજાર હાથ મેળવ્યા હતા અને દરેક હાથમાં હજાર હજાર હાથીનું બળ મેળવ્યું હતું. **પરશુરામે** સર્વ હાથ ફ્ડસીથી જેમ વૃક્ષની ડાળો કુહાડાથી કાપે તેમ, કાપી નાંખ્યા અને દૈત્યને ઠાર કર્યો.

**પરશુરામે** પોતાની પ્રતિજ્ઞા મુજબ એકવીસ વખત ક્ષત્રીયોની સાથે યુદ્ધ કરી, ક્ષત્રીયોનો નાશ કરી, મગરૂર બનેલા ક્ષત્રીયોનો તોર ઉતાર્યો.

## ( ૭ ) રામાવતાર.

**પરશુરામ** પછી નીચે મુજબ પાત્રો થયાઃ—

| | | |
|---|---|---|
| ૧–તુગ, | ૩–જુજેઆત | ૫–અલીફ |
| ૨–રૂગ | ૪–કુંભ | ૬–અજેપાલ |
| | ૭–દશરથ | |

અને તેનાથી **રામચંદ્રજીનો** અવતાર થયો.

**દશરથ** રાજા અયોધ્યામાં રાજ્ય કરતા હતા, તેમને **કૌશલ્યા, સુમીત્રા** તથા **કૈકયી** નામે ૩ સ્ત્રી હતી. **કૌશલ્યાથી રામ, સુમીત્રાથી લક્ષ્મણ** અને **કૈકયીથી ભરત** અને **શત્રુઘ્ન** એ મુજબ ૪ પુત્રો થયા.

સર્વથી મોટા **રામ** હોવાથી યુવરાજ હતા. તેમને યુવરાજપદ આપવા માટે **દશરથ** રાજાએ અમુક દિવસ મુકકર કર્યો. યુવરાજપદ આપવાના દિવસે **ભરત** અને **શત્રુઘ્ન** પોતાને મોસાળ ગયા હતા.

**કૈકયીને મંથરા** નામની દાસીએ સમજાવ્યું કે, જો **રામને** રાજ્ય મળશે તો તમો ઓરમાન માના હોવાથી તમારો ધડો થશે નહિ તેથી તમારા પૂત્ર **ભરત** અને **શત્રુઘ્નને** રાજ્ય મળે એવી યુકિત કરો. એ મુજબ અનેક તરેહથી સમજાવવાથી **કૈકયીએ દશરથ** રાજાને પ્રપંચથી વચનથી બાંધી પોતાના પૂત્રોને રાજ્ય મળે અને **રામને** ૧૪ વરસ વનવાસ મળે એવી માંગણી કરી.

**રામે** જ્યારે આ વાત જાણી, ત્યારે અતિ દિલગીર થયા અને તુરતજ પોતાના પિતાનાં વચન ખાતર વલ્કલ ધારણ કરી, વનમાં જવા તૈયાર થયા, તેમની સાથે તેમના ભાઇ **લક્ષ્મણ** તથા તેમની સ્ત્રી **સીતાજી** પણ વનમાં ચાલી નીકળ્યાં. લોકો અને માતાઓના કલ્પાંત વચ્ચે ત્રણે જણ **ગંગા** ઉતરી વનવાસ જવા ચાલી નીકળ્યાં.

રાજા **દશરથ** આ માંગણીથી અતિ ખિન્ન થયા અને રામનાં જવાથી બેહોશ થઇ ધરણી પર ઢળી પડયા અને એ દુઃખમાંજ પોતાના પ્રાણ છોડયાં.

જ્યારે આ વાતની **ભરત** તથા **શત્રુઘ્નને** ખબર પડી ત્યારે તેઓ ઘણાજ દિલગીરી થયા અને પોતાની માતાને ઘણોજ ઠપકો

આપ્યો. **રામને** લેવા તેઓ **રામની** પાછળ ગયા પણ એક વચની **રામ** પાછા ન ફર્યા. અંતે **ભરતે** **રામ** વનવાસથી આવે ત્યાં સુધી ત્યાંજ તપ આદરવા નિશ્ચય કર્યો અને **શત્રુઘ્ન** **રામની** પાદુકા (મોજડી) લઇ સિંહાસન પર રાખી પોતે રાજ્ય ચલાવવા લાગ્યા.

**રામ, લક્ષ્મણ** અને **સીતા** વનોમાં સ્થળે સ્થળે મુકામ કરતા તથા પોતાના પ્રિય ભકતોને દર્શન આપી પાવન કરતા દક્ષિણ તરફ ચાલ્યા અને વનમાં પોતાનો મુકામ નાંખ્યો.

**સુપર્નરેખા** નામની રાક્ષસણી **રાવણની** બ્હેન થતી હતી, તેણે આ બે રાજકુંવરોને જોયા અને **રામ** ઉપર મોહિત થઇ. **સુપર્નરેખાએ** મોહની રૂપ ધારણ કરી, **રામ** પાસે પ્રેમ યાચના કરી, પણ **રામે** એક પત્નિવ્રત પાળનાર જણાવી કુંવારા **લક્ષ્મણને** વરવા જણાવ્યું, જે ઉપરથી **સુપર્નરેખા લક્ષ્મણ** પાસે ગઇ, પણ **રામના** ઇસારાથી **લક્ષ્મણે સુપર્નરેખાના** નાક તથા કાન કાપી લીધા.

નાક અને કાન વિનાની **સુપર્નરેખા** પોતાની ફરીયાદ **રાવણ** પાસે લઇ ગઇ અને સાથે **સીતાના** સ્વરૂપના વખાણ કરી, **રાવણને સિતાનું હરણ** કરવા ઉશ્કેર્યો. પોતાની બ્હેનના નાક કાન કાપનાર **રામ–લક્ષ્મણને** એકદમ ઠાર કરવા **રાવણે** મોટું દળ મોકલ્યું, પણ **રામ** અને **લક્ષ્મણની** દૈવી શક્તિ આગળ તેમાંનો એક પણ રાક્ષસ ખબર આપવા પણ બચવા

પામ્યો નહિ અને એ વખત રાક્ષસી દળની એવી સ્થીતિ થઇ. તેથી **રાવણે** છળ કપટથી પોતાનું વેર વાળવાનો વિચાર કર્યો.

**રાવણ મહિસ** નામના રાક્ષસને સાથે લઇ વનમાં આવ્યો અને મહિસને સુવર્ણ મૃગ બનાવી **રામને** તે તરફ રોકવા વિચાર રાખ્યો.

સુવર્ણ મૃગ બની **મહિસ** વનમાં ચરતો **સીતાજીને** નજરે પડયો અને તે મૃગને મારી તેની કાંચળી કરાવવાની હઠ **સીતાજીએ રામ** પાસે લીધી. **રામે સીતાજીને** અનેક રીતે સમજાવ્યાં, પણ સ્ત્રી હઠ આગળ હતાશ થઇ **લક્ષ્મણને સીતાજીની** સંભાળ સોંપી રામ મૃગ પાછળ ગયા, પણ પ્રપંચી મૃગે **રામના** સ્વરમાં મદદ માટે **લક્ષ્મણનો** પુકાર કર્યો. જે સાંભળતાં **સીતાએ લક્ષ્મણને રામની** મદદે જવા હુકમ કર્યો.

**રામને** ત્રીલોકમાં કોઇ મારનાર નથી, એમ અનેક તરેહથી **લક્ષ્મણે સીતાને** સમજાવ્યાં, પણ **સીતાએ** અનેક દુરવચનો કહી **લક્ષ્મણને રામ** પાછળ મોકલ્યા. આ તકનો લાભ લઇ **રાવણે સીતાનું** હરણ કર્યું અને **લંકામાં** અશોક વનમાં રાક્ષસણીયોના તાબામાં કેદ કર્યાં.

**રામે, લક્ષ્મણને સીતાને** એકલી છોડવા માટે સખત ઠપકો આપ્યો. સ્થાને આવી જોતાં **સીતાને** ગુમ થયેલ જોઇ રામ દીલગીર થયા, અને **સીતાની** શોધ માટે નિકળી પડયા.

ફરતા ફરતા કુટ પરવત પાસે આવ્યા, જ્યાં તેમને **સુગ્રીવ** તથા **હનુમાન** નામે વાંદર ગોદ્ધા મળ્યા, તેમણે **સીતાની** ભાળ આપી અને **સુગ્રીવે રામને** જણાવ્યું કે જો "મારા ભાઇ **વાળીને** મારી કીસ્કંધાનું રાજ્ય મને અપાવો તો **સીતાને** મેળવી આપવા હું મદદ કરૂં." આ ઉપરથી **વાળીને** મારી **સુગ્રીવને** કીસ્કંધાનું રાજ્ય સોંપ્યું અને **હનુમાન, વાળી** પુત્ર અંગદ અને **સુગ્રીવ** તથા અસંખ્ય વાનર સેના સાથે લંકા ઉપર ચડાઇ કરવા નિશ્ચય કર્યો.

પ્રથમ હનુમાનને ભાળ કહાડવા લંકા મોકલ્યો, જે બાદ સમુદ્રપર પાળ બાંધી સર્વ સૈન્ય સાથે લંકા પર ચઢાઇ કરી, જેમાં રાવણ સાથે યુદ્ધ કરી **રાવણ** વગેરે રાક્ષસોને મારી **સીતા** મેળવી.

લંકાનું રાજ્ય **વિભિક્ષણ** નામના ભકતને સોંપ્યુ અને **સીતાને** લઇ રામ ૧૪ વરસનો વનવાસ ભોગવી અયોધ્યા આવ્યા અને **રામ** રાજ્ય કર્યું.

## (૮) કૃષ્ણાવતાર.

**રામાવતાર** પછી નીચેના પાત્રો થયાઃ—

| | |
|---|---|
| ૧ પદમ. | ૩ વીરપાર. |
| ૨ જશવદણ. | ૪ વાસુદેવ. |

અને તેનાથી શ્રી **કૃષ્ણજી કાનને**ા જન્મ થયો.

શ્રી **વાસુદેવની** સ્ત્રી **દેવકીજી** હતાં. **દેવકીજીનો** ભાઇ **કંસ** મહાન રાજા હતો. **કંસ** રાજા રૈયત ઉપર અત્યંત જુલમ ગુજારતો અને ખુદાવંદતાલાની બંદગી કરનારને દુઃખ દેતો. એક દિવસ તેણે જોશીઓને બોલાવી પૂછયું કે "મારૂં મોત શાથી છે?" જોશીયે કહ્યું કે, તારા ભાણેજના હાથથી ત્હારૂં મોત છે. આ સાંભળી કંસે પોતાના બ્હેન બનેવીને એકદમ કેદમાં પુરી દીધા અને તે ઉપર સખ્ત જાપ્તો રાખ્યો. **દેવકીનાં** ૭ બાળકનો **કંસે** નાશ કર્યો. આઠમાં શ્રી **કૃષ્ણે** જન્મતાંજ **વાસુદેવને** કહ્યું:-

**ઉઠો વાસુદેવ ઉભા થાઓ,**
**અમને લઇને ગોકુળમાં જાઓ,**

એ મુજબ **વાસુદેવ** શ્રી **કૃષ્ણને** લઇ ગોકુળમાં ગયા. દૈવી શકિતથી પહેરગીરો કે દરવાનોને આ ખબર ન પડી તેમ, **વાસુદેવને** **કૃષ્ણને** ગોકુળ લઇ જવામાં કાંઇ હાની ન પ્હોંચી. ગોકુળમાં તેજ વખતે **નંદ** નામના એક મોટા ગોપને ત્યાં પૂત્રીનો જન્મ તેજ વખતે થયો હતો. શ્રી **કૃષ્ણ** **નંદને** સોંપી તેની પુત્રીને ઉપાડી **વાસુદેવે** **દેવકીજીને** સોંપી. સવારમાં **કંસને** ખબર પડતાં કંસે બાળીકાને પત્થર પર પટકી મારી નાંખતાં બાળીકા બોલી:—

" હે **કંસ**! તું મને શું કામ મારે છે? તારો હરીફ તો ગોકુળમાં પ્હોંચી ગયો છે." એમ કહી વીજળી થઇ આકાશમાં ચાલી ગઇ.

**કંસને** હવે મોટી ચિંતા પેઠી અને બાળક કૃષ્ણને મારવા અનેક પ્રયત્નો આદર્યા. **પુતના** નામની રાક્ષણીને થાને ઝેર ચોપડી કૃષ્ણને ધવરાવી મારી નાંખવા પ્રપંચ કરી, ગોકુળ મોકલી. પણ દૈવી શકિતથી શ્રી કૃષ્ણે તેને ચુસી લઇ, ખોખું કરી જમીન પર ફેંકી દીધી. તે પછી અનેક રાક્ષસો મોકલ્યા પણ સર્વનો શ્રી કૃષ્ણ તથા તેમના ભાઇ **બળદેવે** નાશ કર્યો. અંતે જયારે શ્રી કૃષ્ણની ૧૨ વરસની ઉમર થઇ ત્યારે **કંસે** કૃષ્ણ તથા **બળદેવને** મથુરા બોલાવ્યા અને મલ યુદ્ધનો અખાડો રચ્યો પણ તેમાં અનેક મલોને શ્રી કૃષ્ણે મારી નાંખ્યા અને અંતે **કંસને** પકડી મલયુદ્ધ કરી ઠાર કીધો અને પૃથ્વીનો ભાર ઉતાર્યો.

શ્રી કૃષ્ણે દૈત્ય **કંસને** મારી મથુરાનું રાજ્ય તેના પુત્રને સોંપ્યું. મોટી ઉમર થતાં શ્રી કૃષ્ણે પોતાનું રાજ્ય દ્વારકામાં સ્થાપ્યું અને છપન કોટી જાદવ સાથે રહેવા લાગ્યા. **કંસને** તેમજ કેટલાએક દૈત્યોને મારી અધર્મનો નાશ શ્રી કૃષ્ણે કર્યો. પણ હજુ પૃથ્વીના અનેક રાક્ષસો તથા દુષ્ટો હતા, તેમનો નાશ કરવા શ્રી કૃષ્ણે પાંડવોને મદદ કરી, પાંડવો હથુ તે કાર્ય આરંભ્યું.

હસ્તીનાપુરમાં શાન્તનુ નામે રાજા રાજ્ય કરતો હતો, તેને ચિત્રગંદ અને વિચિત્રગંદ પુત્રો થયા, તેના ધ્રુતરાષ્ટ, પાંડુ તથા વિદુર નામે ૩ ભાઇઓ થયા. ધ્રૃતરાષ્ટ અંધ હતો,

પણ મોટો હોવાથી તે હસ્તીનાપુરનો રાજા થયો. પાંડુ નાનો પણ બહાદુર હતો, તેણે અનેક મુલ્કો જીતી રાજ્યમાં વધારો કર્યો. વિદુર ભક્ત હતો અને તેથી તે પોતાનો સઘળો વખત ભક્તિમાં ગાળતો.

ધૃતરાષ્ટ્રને ગાંધારી નામની સ્ત્રીથી ૧૦૦ પુત્રો થયા અને તેઓ કૌરવો કહેવાયા તેમાં સર્વથી મોટો દુર્યોધન નીચ અને દુષ્ટ તથા રાજ્ય લોભી હતો, પાંડુને પાંચ પુત્રો થયા યુધિષ્ઠીર ભીમ, અર્જુન, સહદેવ તથા નિકુળ.

યુધિષ્ઠિર સત્યવાદી પ્રમાણિક તથા ધર્મિષ્ઠ હોવાથી તેને ધર્મ પણ કહેતા. ભીમ બળવાન અને શુરો હતો, અર્જુન બાણાવળી અને વિર હતો, સહદેવ જોશ જોવામાં એકો હતો, નિકુળ વરણાગી પણ બળવાન અને મહાન યોધ્ધા હતો, તેણે પૃથ્વીને ૩ વખત ટચલી આંગળી ઉપર રાખી તોળી હતી એટલું બળ હતું.

પાંડુ રાજાના મૃત્યુ બાદ સર્વ રાજ્ય દુર્યોધને પચાવી પાડ્યું. પાંડવોએ અડધો ભાગ આપવા માંગણી કરી, પણ દુર્યોધને માન્યું નહિ પણ ભિષ્મ, દ્રોણ વગેરે મહાન પુરૂષોની સમજાવટથી અર્ધ રાજ્ય અપાવી ઇંદ્રપ્રસ્થમાં મોકલ્યા. જ્યાં રહી પાંડવો પોતાનું અર્ધ રાજ્ય ભોગવવા લાગ્યા, પણ દુર્યોધન તે જોઇ શક્યો નહિ અને તેથી પ્રપંચથી લાક્ષાગૃહમાં પુરી બાળી

નાખવાના ઇરાદાથી લાક્ષાગ્રહને દવ લગાડયો. ' સીધા હોય રબ તો જખ મારે સબ " તે મુજબ પાંડવોનો તેમાં બચાવ થયો અને ત્યાંથી છુપા વેસે વનમાં ચાલ્યા ગયા. ત્યાં અનેક દૈત્યોને મારી ભીમે પૃથ્વીનો ભાર ઓછો કર્યો. ધ્રુપદની કુંવરી દ્રૌપદીના સ્વયંવરમાં કાપડીના વેસે જતાં મચ્છ વધમાં અર્જુને સર્વ રાજાઓની આંજી નાખી દ્રૌપદીને જીત્યા. દ્રૌપદીને લઇ ઘરે આવતાં ભીમે આ વધામણી આપતાં પોતાની માને કહ્યું. "અમો એક ચીજ જીતી લાવ્યા છીએ." કુંતાએ જોયા વગર પાંચે જણને સરખે ભાગે વ્હેંચી લેવા કહ્યું. આ સાંભળી પાંડવો વિમાસવા લાગ્યા અને અર્જુન દ્રૌપદીને સ્વયંવરમાંથી જીતી લાવેલ છે, એમ માતાને જણાવ્યું. માતાએ પોતાનું વચન પળે અને યોગ્ય લાગે તેમ કરવા કહ્યું. અંતે પાંચે જણે દ્રૌપદીને પરણવું એવો ઠરાવ થયો અને તે મુજબ જાહેર રીતે દ્રૌપદી એક સાથે પરણી અગ્નીમાં પ્રવેશી સતિત્વના બળથી બ્હાર નીકળી પાંચે સાથે લગ્ન કરી પાંચે પાંડવોની પત્ની ગણાવા છતાં સતી ગણાઇ.

દ્રૌપદીના પરણવાથી પાંડવો જાહેરમાં આવ્યા અને દુર્યોધન સાથે રાજ્ય બાબતમાં વિષ્ટિ ચાલી, જેમાં પાંડવોને પાછું ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય મલ્યું અને ત્યાં સુખચેનથી રહેવા લાગ્યા. ઇન્દ્રપ્રસ્થમાં પાંડવોએ રાજયસુયજ્ઞ કર્યો, જેમાં હજારો અસુરોનો પાંડવોએ નાશ કરી, યજ્ઞ પરીપૂર્ણ કરી પોતાની કિર્તિને ચોદીશ ઝળકાવી.

પાંડવોની કિર્તિનો ઝળકાટ દુર્યોધન જોઇ શકયો નહિ અને તેથી પાંડવોને પ્રપંચથી જુગાર રમાડી પાંચે પાંડવોને તેમજ રાજયપદ દાવમાં જીતી લીધાં, અંતે દ્રૌપદી પણ દાવમાં જીતી ભર સભામાં બોલાવી, દુર્યોધને દુશ્મનીથી વસ્ત્ર ઉતારવાનો પ્રયત્ન કર્યો પણ સતીના વ્હારે શ્રી કૃષ્ણે આવી ગુપ્ત રીતે ૯૯૯ ચીરો પૂર્યા અને સતીની લાજ રાખી. ધૃતરાષ્ટ્રે પાંડવોને દાસત્વમાંથી મુક્ત કર્યા, પણ ૧૨ વરસ વનમાં જવાનું અને તેરમા વરસે ગુપ્ત રહેવાનું નકી ઠર્યું અને તે મુજબ પાંચ પાંડવો અને દ્રૌપદી વનમાં ચાલી નીકળ્યાં.

વનમાં અનેક રાક્ષસોનો નાશ કર્યો અને પૃથ્વી પરથી અધર્મનો તથા ઝુલ્મનો નાશ કર્યો. ૧૨ વરસ પુરાં થવા બાદ તેરમું વરશ પાંચે પાંડવો વિરાટ નગરમાં ( જે હમણાં ધોળકા નામે ઓળખાય છે ત્યાં ) ગુપ્ત વેસે રહ્યા.

વિરાટને ૧૦૦ સાળા હતા, જે ઘણાજ મગરૂર અને જુલમી હતા. જેમાં સૌથી મોટો કીચક ઘણોજ દુષ્ટ અને જુલમી હતો. તેણે સતી દ્રૌપદી ઉપર દુષ્ટદષ્ટી કરી, જેની ભીમને જાણ થતાં, ગુપ્ત રીતે કીચકને તેના ૧૦૦ ભાઇ સાથે, નાશ કર્યો,

દુર્યોધને પાંડવોની ભાળ કહાડવા પોતાના જાસુસો મોકલ્યા હતા, જેનાથી તે, કીચક મરવાની વાત જાણવા પામ્યો

અને તેથી પોતાની સેના સાથે વિરાટ ઉપર ચડી આવ્યો અને વિરાટની ગાયો વાળી, પણ પાંડવોએ વિરાટને મદદ કરી દુર્યોધનને હાર આપી, પણ તેમ કરી ૧૩ વરસ પુરાં નહિ થવાનો વાંધો પડયો. ભીષ્મ, શ્રી કૃષ્ણ વગેરેની ઘણી સમજાવટ છતાં જ્યારે દુર્યોધન ન સમજ્યો ત્યારે પાણીપતના મેદાનમાં એક મહાન યુધ્ધ થયું, જેમાં બન્ને પક્ષની સેના કુલ ૧૮ ક્ષોણી હતી. કુલ ૧૮ દિવસ ઘોર સંગ્રામ ચાલ્યું. જેમાં ૧૮ દિવસમાં બંને પક્ષના મહાન યોધ્ધાઓ તથા લશ્કર નાશ પામ્યું. ૧૮ મા દિવસે દુર્યોધન તળાવમાં સંતાઇ ગયો, જ્યાં ભીમે જઇ મેણાટુંણા મારી લઢવા બોલાવ્યો. દુર્યોધન તથા ભીમનું દ્વંદ્વ યુધ્ધ થયું અને તે હાર જીત ઉપર બંને પક્ષની હાર જીતનો ઠરાવ થયો. ભીમ બળવાન હોવા છતાં દગાબાજ દુર્યોધનના પ્રહાર આગળ મહાત થયો અને શ્રી વિષ્ણુ સામે જોયું. શ્રી વિષ્ણુ પોતાની શકિત ભીમમાં યોજી અને એ બુધાવતાર શકિતએ ભીમનાં નિમિતે દુર્યોધનનો નાશ કર્યો.

પાંડવો જીત્યા અને કૌરવો હાર્યા અને નાશ પામ્યા. પાંડવો હસ્તીનાપુર ગયા અને રાજયગાદીપર બેશી રાજય ચલાવવા લાગ્યા.

શ્રીકૃષ્ણ એક ઝાડ તળે સુતા હતા, એવામાં એક પારધીના બાણુથી વિંધાઇ આ શરીરનો ત્યાગ કર્યો એ મુજબ

હજારો અસુરોને મારનાર સર્વ જગતનો ભાર ઉતારનાર શ્રી કૃષ્ણે પોતાનું કાર્ય આટોપી પારધી જેવા ક્ષુદ્ર મનુષ્યના બાણુ નીમીતે દેહનો ત્યાગ કર્યો.

## ( ૯ ) બુધાવતાર.

દશ અવતારમાં ૨ જલચર, ૨ વનચર, ૨ બ્રાહ્મણ ૨ ક્ષત્રીની કાયા ધારણ કરી આઠ અવતાર ખતમ થયા. બાકીના ૧ વૈષ્ય ૧ શુદ્ર કાયાના અવતારોમાં બુધાવતારને બ્રાહ્મણો ઓળખી શકયા નહિ. જેણે ઓળખ્યા તેણે સ્વાર્થની ખાતર જાહેર કીધા નહિ, અને તેથી હિન્દુઓથી આ અવતાર અજાણ્યો રહ્યો છે.

પાંડવોને નસિહત કરી શ્રી કૃષ્ણ દેહ ત્યાગ્યા બાદ બ્રાહ્મણોએ ધર્મ રાજાને સમજાવ્યું કે તમારાપર યુધ્ધનું મહાન પાપ ચઢયું છે, જે ઉતારવા અશ્વમેધ યજ્ઞ કરવાની જરૂર જણાવી. એ ઉપરથી ભોળાઈ શ્રી કૃષ્ણનાં વચનને ઉથાપી યજ્ઞની શરૂઆત કરી.

પોતાના ભકતને ઉંધે રસ્તે ચડેલા જોઇ શ્રી કૃષ્ણની પડેલી અર્ધ વગ્ધ દેહ બુધ્ધાવતારરૂપે પાંડવોને દ્વારે પાંડવોને બચાવવા આવ્યા દરવાજે ભીમ ચોકી કરતો હતો, તેણે ભગવાનને રોકયા અને બંને વચ્ચે કેટલીક ધાર્મિક ચર્ચા થઇ, તેમાં ભીમ જાણવા પામ્યો કે શ્રી વિષ્ણુ પોતે બુધાવતાર ધારણ કરી પોતાને દ્વારે

આવેલ છે. ભીમે તુરતજ પોતાના ભાઇઓને ખબર કરી, ધર્મે સહદેવને આ બાબત પુછી, જેના જવાબમાં સહદેવે સર્વ હકીકત કહી અને બ્રાહ્મણોનું પોકળ ખુલ્લું કરી બતાવ્યું. યજ્ઞ બંધ કરાવી પાંડવોએ હરીને પોતાને ઘરે માનથી લઇ આવ્યા અને પોતાની ભુલની માફી માગી.

" ગુરૂ લોપી તે મહા પાપી " જણાવી બુધાવતારે તેનું પ્રાશ્ચિત કરાવવા હિમાલયે જઇ હાડ ગળાવવા સુચવ્યું જે મુજબ પાંચે પાંડવો હિમાલય પર્વતપર જઇ હાડ ગાળી આ ફાની દેહનો ત્યાગ કરી, સ્વર્ગમાં ગયા એ બુધ્ધ અવતાર સવા પહોર રહ્યો હતો.

## ખુલાસો.



પાંડવો હિમાલય ગયા ત્યારથી કળિયુગની શરૂઆત થઇ જેને આજ લગભગ ૬૦૦૦ ઉપર વરસો થયાં છે, એમ ઇતિહાસ ઉપરથી પુરવાર થાય છે.

હિન્દુસ્તાનમાં કુલ્લે ૯ અવતાર થયા છે, એમ આપણે જાણી ચુકયા. હિન્દુસ્તાન સિવાયના દેશોમાં તે પ્રસંગે વસ્તી હતી કે કેમ ? અગર હતી તો કઇ હાલતમાં હતી ? તે વિષે ચોકકસ ખબર હજુસુધી મળી શકી નથી અને તેથી માનવાનું કારણ મળે છે કે બુધ્ધ પછી કળિયુગની શરૂઆત થાય છે. એ

નવમા અવતાર થયે આજે આસરે છ હજાર ઉપર વરસ થયાંછે અને તે હિસાબે કળિયુગની શરૂઆતથી બુધાવતારની ઉત્પતી થઇછે અને તેથીજ આપણા મહાન બોધગુરૂ પીરસદરદીને "બુધના શીશ" અને તેમના પછીના પહેલા પેગમ્બર જણાવેલ છે તેમજ ઇસ્લામી શાસ્ત્રો હ૦ **શીશથી** આ સર્વ હકીકત આપે છે જ્યારે હિન્દુ શાસ્ત્રો બુધથી અટકી પડેછે. એ મુજબ ખરી હકિક્ત પીર સદરદીને જે બતાવીછે, તે ક્રમ મુજબ આપણે આગળ વધીશું. આ સાથે એક ખુલાસો કરવાની જરૂર છે કે હિન્દુસ્તાનમાં વસ્તા ઇસમાઇલી ખોજાઓ ૯ અવતાર તથા વિસ્નાપુરીને, સીલસીલો મેળવવાની ખાતર આજ સુધી ઘણાંજ માન સાથે યાદ કરેછે, પણ ઇસમાઇલી દીનના મહાન નિયમ મુજબ પોતાનો સર્વ અકીદો અને ઇમાન હાજર ઇમામ તરફ ધરાવેછે. જેમ કે:–

**ઉગ્યો તેને ધ્યાવીએ, અને વારો તેની આણ**
**કાલે ભોજન જમ્યા, તેનાં આજ શ્યાં વખાણ?**

એ મુજબ હાજર ઇમામનાં પાક ફરમાનો મુજબ તેમની મુબારક રાહબરી નીચે ધાર્મિક જ્ઞાનમાં હમેશા આગળ વધતા રહેછે અને તેથી ખોજા ઇસમાઇલીયોને ઉપરની અવતારોની વ્યાજબી યાદગીરી માટે હિન્દુ ગણવા, અગરતો તેમના પછીના ૧૦ મા નકલંકી અવતાર હ૦ મૌલા મુરતઝા અલીથી હાજર ઇમામ સુધીના ઇમામોને પણ સાથે ગણવાથી હિન્દુ અને મુસલમાન બંનેમાંથી બાતલ કહેવાની હિમત ઉપલા ખુલાસા બાદ કોઇ પણ કરી શકે નહિ, એ જ્ઞાની વર્ગ જાણી શકશે.

હવે પછી જે વર્ણન આવશે તે ઇસ્લામી પૂસ્તકોમાંથી આવશે, તેનું કારણકે ૧૦ મો અવતાર ઇસ્લામી છે તેથી તેની હકિકત ઇસ્લામમાંજ મળે એ સ્વભાવિક છે, અને એથી, નથી ઇસ્લામી વિદ્વાનો પોતાનાં પૂસ્તકોના આધારે ૬૦૦૦ વરસ પૂર્વેની બિના જાણી શકવા પામ્યા કે નથી હિન્દુઓ ઇસ્લામમાં રહેલાં તત્વ અને હિદાયતી નુરને ઓળખી શકયા, જ્યારે આદથી ચાલી આવતા રસ્તા ઉપર રહી સત્પંથીઓજ તેને સત્ય રીતે ઓળખી તેમના મુબારક છાંયામાં રહેવા પામ્યા છે.

---


## ઇસમાઇલી આફતાબ ( ત્રી માસિક. )

વાર્ષિક લવાજમ રૂા. ૧)    દેશાવર માટે રૂા. ૧ા.

મજકુર ત્રી માસિકમાં કેળવણી, સંસારિક, કોમી હાજતો વિગેરે ચર્ચવામાં આવે છે લવાજમ થણુંજ ઓછું રાખવામાં આવ્યું છે જેથી હરેક ઇસમાઇલીએ વાંચવું જોઇએ.

ઠેકાણું **મુંબઇ ધી ખોજા સિંધી પ્રેસ.**

પાલખી મહોલો, નં૦ ૧૧૩. પો. નં૦ ૯.

ધોરાજી એમ. એમ. બુધવાણી.




## (૧૦) નકલંકી અવતાર હ૦ મૌલા મુરતઝાઅલી

ઇસલામી પૂસ્તકો એમ બતાવે છે, કે ખુદાવંદતાલાએ પ્રથમ દાદા આદમને પેદા કર્યા, અને તેમનાથી ખલ્કતની ઉત્પતી કરી.

દાદા આદમના પૂત્ર શીશ તે બુધાવતાર પછીનું પહેલું પાત્ર છે અને ત્યાર બાદ થએલા પાત્રો નીચે મુજબછે:-

બુધ્ધાવતાર પછી નીચે મુજબ પાત્રો થયા:-

| | |
|---|---|
| ૧ શીશ. | ૧૫ કીનાને. |
| ૨ સામ | ૧૬ નઝર |
| ૩ સલામ | ૧૭ માલેક |
| ૪ મલકાન | ૧૮ ફહેર |
| ૫ એસલામ | ૧૯ ગાલેબ |
| ૬ હારૂન | ૨૦ લુવે |
| ૭ સમઉન સફા | ૨૧ કઅબ |
| ૮ અદનાન | ૨૨ મુરે |
| ૯ માઅદ | ૨૩ કીલાબ |
| ૧૦ નીઝાર | ૨૪ કુસે |
| ૧૧ મુદર | ૨૫ અબ્દુલ મુનાફ |
| ૧૨ એલીઆસ | ૨૬ અબુ હાસમ |
| ૧૩ મુધરક | ૨૭ અબ્દુલ મુતલબ |
| ૧૪ ખુઝેમા | ૨૮ અબુ તાલેબ વલી |

(અને) તેનાથી શાહ મૌલા મુરતઝાઅલીનો જન્મ થયો જેની પુર્ણ હકિકત પ્રકરણ ૧૦ માં આપવામાં આવીછે.

## પ્રકરણ ૬ ઠું.

# ૪ યુગની જાણવા યોગ્ય મુખ્ય બાબતો અને તેની ટુંક સમજણ.

### ૪ યુગ.

(૧) કરતા, (૨) ત્રેતા; (૩) દુઆપુર યુગ, (૪) કળયુગ.

કરતાયુગનું પ્રમાણ–૧૭૨૮૦૦૦ (સતર લાખ અઠાવીસ હજાર) વરસ,

ત્રેતાયુગનું પ્રમાણ–૧૨૯૬૦૦૦ ( બાર લાખ છનુ હજાર ) વરસ.

દુઆપરયુગનું પ્રમાણ–૮૬૪૦૦૦ ( આઠલાખ ચોસઠ હજાર ) વરસ.

કળિયુગનું પ્રમાણ–૪૩૨૦૦૦ ( ચારલાખ બત્રીસ હજાર) વરસ.

### ૪ વેદ.

(૧) રૂગવેદ, (૨) જુજર વેદ; (૩) શામવેદ, (૪) અથર્વવેદ.

**વેદની સમજણ**–જ્ઞાનનો ભંડાર વેદમાં હોય છે અને તે ઇશ્વર તરફથી મળે છે, તે શિખવનાર ગુરૂ બ્રહ્માને ૪ મુખ હોવાથી ૪ મુખે ચારે વેદનું પઠન કરેછે. ચાર વેદમાં ધર્મનું સર્વ રહસ્ય સમાએલું છે, અને તે અનુક્રમે દરેક યુગ પ્રમાણે ઉપયોગી હોય છે.

## ૪ આદગુરૂ.

(૧) શ્રી બ્રહ્માજી, (૨) શ્રી વસિષ્ટ; (૩) શ્રી વિદુરવ્યાસ, (૪) હ૦ નબી મહમદ મુસ્તફા.

**બ્રહ્મા**-આપણે પ્રથમ પ્રકરણમાં જોઇ ગયા કે, ખુદાવંદ તાલાએ પ્રથમ બ્રહ્માને ઉત્પન્નકર્યા, ત્યારબાદ આખી સૃષ્ટીની ઉત્પતી કરી. બ્રહ્માજીને ૪ વેદ આપવામાં આવ્યા, જે ઉપરથી પૃથ્વીપર ધર્મ તથા નિતિનો પ્રચાર થયો. પહેલા યુગ સુધી આદગુરૂ તરીકે બ્રહ્મા મનાયા તેથી પહેલા ગુરૂ તરીકે બ્રહ્માજી ગણાય છે.

**વશિષ્ટ**—એ શ્રી રામચંદ્રજીના કુળ ગુરૂ હતા, તેમણે ધર્મનો તથા નિતિનો ઘણો પ્રચાર કર્યો. **યોગવસિષ્ટ** નામની મારફતી બુક શ્રી રામચંદ્ર અને તેમની વચ્ચેના સંવાદ અને ઉપદેશની બનેલી છે.

**વિદુરવ્યાસ**-મત્સ્યગંધા નામની એક કન્યાને પેટે પરાશર રૂષીથી તેમનો જન્મ થયો હતો. જન્મતાંજ તેઓ તપ કરવા વનમાં ચાલ્યા ગયા હતા. વનમાં તપ કરી અસંખ્ય લોકોને બોધ આપી, પૃથ્વીમાં આદગુરૂ તરીકે મનાયા હતા.

હ. **નબી મહુમદ મુસ્તફા**-અબ્દલા બિન અબુ મુતલબના તેઓ ફરજંદ હતા. તેમના પિતાશ્રી તેમને નાના મુકી ગુજરી ગયા હતા. તેમને ૪૦ વરસે નબુવત મળી અને ઇસ્લામની સ્થાપના કરી. તેમના વિષે વધારે હકિકત આગળ આપવામાં આવશે.

# ૪ મુખી.

## (૧) પ્રલ્હાદ, (૨) હરિશ્ચંદ્ર; (૩) યુધિષ્ઠીર (૪) પીર સદરદીન અને ફળતાર વેળામાં પીર હસન કબીરદીન.

### ( ૧ )પ્રલ્હાદ

હરણાકંસ દૈત્યે દશહજાર વરસ તપ કરી, એવું વરદાન મેળવ્યું કે, તેનું મોત કોઇ પણ હથીયાર અગર કોઇ પણ જનાવર કે માણસથી રાત્રે કે દિવસે જમીનપર કે આસમાનપર બ્હાર કે અંદર થઇ શકે નહિ.

આવું મહાન વરદાન મળવાથી, મોતથી નિર્ભય બની તેણે આખી પૃથ્વીપર કેર વરસાવ્યો અને ખુદાઇ દાવો કીધો. તેને એક પુત્ર હતો, તેનું નામ પ્રલ્હાદ હતું. તેણે તેના ખુદાઇ દાવાનો ઇન્કાર કર્યો અને ખુદાવન્દતાલા વહેદહુલા શરીક છે અને તે પોતાની મહાન શક્તિવડે પોતાની કુદરતથી કોઇ પણ રીતીથી દુષ્ટોનો સંહાર કરે છે, એવો મત જાહેર કર્યો. આથી તેનો બાપ હરણાકશ્યપુ તેનાપર ઘણોજ ગુસ્સે થયો અને પોતાના ખુદાઇ દાવાની વિરૂધ્ધ આવનાર પુત્રનો નાશ કરાવવા પ્રયત્નો કરવા લાગ્યો.

પ્રથમ પ્રલ્હાદને ઘાણીમાં નાખી પીલી નાખવાનો, હાથીના પગ નીચે કચડી મારવાનો, ડુંગર પરથી નીચે ફેંકી દેવાનો અને અગ્નીની મોટી ચેહમાં ખડકી બાળી નાખવાનો પ્રયત્ન

કર્યો પણ તેમાં તેની સર્વ પ્રકારે રક્ષા થઇ અને જગતના લોકોને પ્રલ્હાદની સત્યતાની ખાત્રી થઇ. અંતે હરણાકસ્યપુએ એક મોટો લોખંડનો સ્થંભ કેટલાક દિવસ સુધી રાત દિવસ તપાવી લાલચોળ બનાવ્યો અને જાહેર લોક સમક્ષ પ્રલ્હાદને પોતા સિવાય કોઇ બચાવનાર નથી, એમ ખાત્રી કરવા તે સ્થંભને બાથ ભીડવા કહ્યું અને વળી ટકોર કરી કે "બોલ હવે તારો ભગવાન ક્યાં છે ?" બોલ હવે મારા વિના તને કોણ બચાવી શકે તેમ છે ?" આવા ગરૂરી ભર્યા બોલો સાંભળી પ્રલ્હાદે હિમ્મતથી કહ્યું:--

" હે મુઢમતી પિતા ! મારો ભગવાન્ દરેક સ્થળે છે. તે સર્વવ્યાપક કોઇપણ સ્થળે પોતાના ભક્તનું રક્ષણ કરવા શક્તિમાન છે અને આ તારા લાલચોળ તપાવેલા સ્થંભમાં પણ મારો રક્ષણકાર શ્રી ભગવાન છે". એમ કહી દોડી તે સ્થંભને બાથ ભરી, જેથી સ્થંભના બે મોટા ચીરા થયા અને તેમાંથી " નૃસિંહ " અવતાર રૂપે શ્રી ભગવાને વિક્રાળ રૂપ લઇ બ્હાર નીકળી હરણકસ્યપુને મારવા પકડ્યો.

સમી સાંજના વખતે બારણાની વચમાં ખોળામાં લઇ નખોથી શ્રી નૃસિંહે અર્ધ મનુષ્ય અને અર્ધ સિંહના આકારથી વધ કર્યો અને પ્રલ્હાદને તેના બાપનું રાજ્ય સુપ્રદ કર્યું.

પ્રલ્હાદે કેટલાએક વરસો રાજ્ય કર્યું અને ખરો ધર્મ ચલાવ્યો અને તેના મુખીપણા નીચે ૧૫ કરોડ જીવે સત્પંથ

સ્વીકાર્યો, પણ તેમાંથી સતી ફક્ત પાંચજ નીકળ્યા જેમને લઇ પ્રહલાદ સ્વર્ગે ગયા. બાકીના દશમાંથી પાંચ આવાગમણ એ-ટલે ફરી ધર્મધ્યાન કરી સિધ્ધ થવા દુનિઆમાં રહ્યા અને બાકીના પાંચ દોઝખમાં ગયા.

## ( ૨ ) હરિશ્ચંદ્ર.

હરિશ્ચંદ્ર નામે રાજા મહાન સત્યવાદી હતો. તેને તારામતી નામે સ્ત્રી હતી. તારા સતી ધાર્મિષ્ટ અને નેક હતી. તેણે રાજા હરિશ્ચંદ્રને બોધ કરી સત્યમાર્ગ બતાવ્યો. સત્યમાર્ગપર રાજા એટલો પરિપૂર્ણ થયો કે તેનું નામ સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર તરીકે જગતમાં મશહુર થઇ ચુકયું.

એક વખત દેવ સભામાં રાજા હરિચંદ્રનાં વખાણ થવા લાગ્યા અને તે ઉપરથી તેનું મત છોડાવવાની બીડ઼ મારવામાં આવી અંતે બીડું વિશ્વામિત્ર નામના ઋષિએ ઝડપ્યું. વિશ્વામિત્રે યુકિતથી રાજપાટ ભિક્ષામાં લઇ રાજા હરિશ્ચંદ્ર તેની સ્ત્રી તારા રાણી તથા કુંવર રોહીદાસને રઝળતાં કરી મુકયાં, છતાં ત્રણે જણાઓમાંથી એક પણ સત્યથી ડગ્યા નહી. અંતે દક્ષિણામાં સવાભાર સોનું માગ્યુ. જે આપવા ત્રણે જ-ણાઓએ કાશી ક્ષેત્રમાં પોતાની જાતને વેચી. તેમાં રોહીદાસ માળીને ત્યાં, તારા સતી એક ધનાઢય બ્રાહ્મણને ત્યાં અને રાજા હરિશ્ચંદ્ર ચંડાળને ત્યાં વેચાણા. ત્યાં પણ વિશ્વામિત્રે તેમને સુખે રહેવા દીધાં નહિ કુંવર રોહિતને બાગમાં સર્પ

થઇ ડંસી પ્રાણ લીધો, જેની ખબર તારા રાણીને પડતાં તુરત કલ્પાંત કરતી આવી અને રોહીદાસને સ્મશાનમાં અગ્નિદાહ દેવા લઇ ગઇ. પણ મસાણનું ભાડું લેવા રાખેલ ચંડાળના નોકર તરીકે રાજા હરિશ્ચંદ્રે ભાડાની માંગણી કરી; જે માટે રાણીએ પોતાનું અર્ધવસ્ત્ર કહાડી આપ્યું અને કુંવરને અગ્નિ દાહ દેવા લાગી પણ તેવામાં વિશ્વામિત્રના હુકમથી મુશળધાર વરસાદ પડવા લાગ્યો અને અર્ધ બળેલ શબ સાથે પાસેના એક દેવળમાં તારાસતી બેઠી. બીજી બાજુ વિશ્વામિત્રે તે ગામના રાજાના કુંવરનું હરણ કર્યું અને તેનો દોષ તારા સતી ઉપર નાખી પ્રત્યક્ષ દેરામાં બેઠેલી બતાવી. જે ઉપરથી તારા સતીને ઝટકે મારવાનો હુકમ થયો. જે કામ ચંડાળને સોંપાતાં ચંડાળે પોતાના નોકર હરિશ્ચંદ્રને સોંપ્યું. રાજા હરિશ્ચંદ્રે પોતાની સ્ત્રીને ઓળખી અને સત્યની ખાતર અને ફરજની ખાતર પોતાની વ્હાલી પ્રિયાનો શિરછેદ કરવાની તૈયારી કરી. હાથ ઉગામ્યો પણ તુરતજ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર વગેરે દેવોએ આવીને શાક્ષાત દર્શન આપી ધન્ય ધન્યના પુકારોથી ત્રણેને વધાવી લીધા અને પોતાની સાથે સ્વર્ગમાં લઇ ગયા.

એ મુજબ સત્યવાદી રાજા હરિશ્ચંદ્રે પોતાના ધર્મની આજ્ઞા મુજબ મરણ તલક સત્ય જાળવી, જગતમાં સત્યવાદીની છાપ બેસાડી.

રાજા હરિશ્ચંદ્રનાં મુખીપણા નીચે ૨૧ કરોડ જીવ હતા, કસોટીમાં ફકત સાત સીદ્ધને પામ્યા. સાત આવાગમણમાં અને સાત દોઝખમાં ગયા.

## (૩) રાજા યુધિષ્ઠિર.

પાંચ પાંડવોમાં રાજા યુધિષ્ટિર સર્વથી મોટા હતા તેઓ કદી પોતાની જીંદગીમાં જુઠું બોલ્યા નહિ હતા. રાજા યુધિષ્ટિરે પોતાના સતની ખાતર વનવાસ સ્વીકાર્યો અને અનેક સંકટો સહન કર્યાં.

રાજા યુધિષ્ટિર એટલા બધા ધર્મિષ્ઠ હતા કે, તેમણે ધર્મ રાજા તરીકે પોતાની નામના અમર કરી છે. તેમની સાથે સતાવીસ કરોડ જીવ હતા, જેમાં સાત અમરાપુરીમાં, સાત-આવાગમણમાં અને સાત દોઝખમાં ગયા.

## ( ૪ ) પીર સદરદીન.

ઇસમાઇલી ૩૦મા ઇમામ શ્રી ઇસલામશાહના વખતમાં પીર સદરદીન હિન્દુસ્તાનમાં બોધ કરવા પધાર્યા. તેમને પીર તરીકેનો ઇલ્કાબ તે વખતના હાજર ઇમામ શ્રી ઇસ્લામશાહે આપ્યો હતો અને તેથી તેમના બોધથી અસંખ્ય જીવો હક-રાહ મેળવી અમરાપુરીમાં પહોચ્યા. તેમના મુખીપણા નીચે ૩૬ કરોડ જીવો હતા, જેમાં ૧૨ કરોડી અમરાપુરીમાં ગયા અને ૨૪ દોજખમાં ગયા, કારણકે કળીયુગમાં સતપંથમાં આવેલ જીવોને ફેરા હોતા નથી

## ( ૫ ) પીર હસન કબીરદીન.

પીર સદરદીનના ફરજંદ પીર હસન કબીરદીનને તે વખ-તના હાજર ઇમામ શ્રી ઇસલામશાહ તરફથી બોધ ગુરનો

ઇલકાબ મળ્યો અને તેમના બોધથી અસંખ્ય કરોડો જીવો આ ફળતાર વેળામાં તરી અમરાપુરી જશે, તેમના તેઓ મુખી છે.

## ખુલાસો.

અમુક મુખીના હથુ જે અમુક કરોડો જીવોની સંખ્યા આપવામાં આવી છે, તે તેજ મુખીની હૈયાતીમાંજ થયા હોય એમ નથી પણ આગળ પાછળ તરી જતા ભકતોના ગુરૂ તરીકે તેઓ સાહેબ હોવાથી તેટલા જીવો તારવાનું માન તેમને મળે છે.

## ૪ ( જાપ. )

દરેક યુગ પ્રમાણે ભકતોને ઇશ્વર સ્મરણ માટે રટણ કરવા એકાઃ શબ્દ નિર્માણ કરેલ છે. તેને જાપ કહેવામાં આવે છે. જે જાપથી અમરપદને પમાય છે, તેવા યુગવાર જાપ ૪ છે.

(૧) શ્રીનૃસિંહ, (૨) શ્રી રામ, (૩) શ્રી કૃષ્ણ (૪) પીરશાહ.

## ૪ ( વ્રત. )

જેવી રીતે દરેક યુગમાં જુદા જુદા જાપ છે તે મુજબ વ્રત એટલે અમુક દિવસે અપવાસ પાળી તે દિવસ ખુદાવંદ તાલાની બંદગીમાં ગુજારવો, તેને વ્રત કહે છે અને તે નીચે મુજબ યુગવાર ( ૪ ) છે.

(૧) સોમવારી એકાદશી. (૩) બુધવારી અમાસ.
(૨) મંગળવારી ચઉદશ (૪) શુક્રવારી બીજ.

## ૪ ( દાન. )

મુક્તિ મેળવવાના રસ્તામાં જેમ જાપ અને વ્રતની જરૂર છે, તેમ દાનની પણ જરૂર છે. દાન એટલે ઇશ્વરને અર્પણ કરવું તે અગર તો ઇસ્લામમાં તેને કુરબાની કહે છે. ( કુરબાની એટલે અમુક વસ્તુ ખુદાવંદતાલાના નામે કુરબાન કરવું યાને ઓવારી જાંવું. )

તેવાં યુગવાર દાન નીચે મુજબ ૪ છે,

(૧) કુંજર (હાથી) દાન (૨) અશ્વ (ઘોડો) દાન;

(૩) ગઉઆ (ગાય) દાન, (૪) અજા (બકરી) દાન.

## ૪ ( ઘટપાટ. )

ઘટ એટલે ઘડો અને પાટ બાજોઠ. એ બે શબ્દ મળીને ઘટપાટ એવો શબ્દ થએલો છે. ઘટનું સુચન પાણી માટે છે એટલે કે જે પવિત્ર પાણીનાં પીવાથી આ ખાકી શરીર પાક થાય છે અને જે પાક પાણીના પાક એતેકાદથી રૂહની બિમારી દુર થાય છે, તે પાક પાણી યાને આબેસફાની જરૂરત લગભગ દરેક ધર્મે, એક અથવા બીજી રીતે સ્વીકારી છે. ઇસ્લામમાં આબે સફા કે ઝમઝમનું પાણી, હિંદુમાં ગંગાજળ વગેરે આબે સફા તરીકે મજકુર ગરજ સારે છે, જ્યારે સત્પંથમાં ગુરૂના શપર્શ થયેલું પાક પાણી તરીકે ગણી ઘણાજ માન અને ઇમાન સાથે પીવામાં આવે છે, જેથી અસંખ્ય અને કરોડો જીવોની મુક્તિ થઇછે. ગુરૂ યાને હાજર ઇમામનાં

શપર્સ થયેલી વિધી પૂર્વક દુઆઓ જે જગોએ પડવામાં આવે છે, તેને પાટ કહે છે. તેવા ધટપાટ યુગ પ્રમાણે જુદા જુદા હોય છે જે નીચે મુજબ:-

(૧) સોનાના, (૨) રૂપાના, (૩) ત્રાંબાના, (૪) માટીના.

## ૪ ( દાગ. )

મનુષ્યનાં મૃત્યુ બાદ શબની અમુક જાતની વ્યવસ્થા કરવામાં આવે, તેને દાગ કહેવામાં આવે છે અને તે દરેક યુગ પ્રમાણે જુદા જુદા હોય છે. જેમકે:—

(૧) જળદાગ—એટલે પહેલા યુગમાં મુડદાંઓને પાણીમાં પધરાવવામાં આવતાં.

(૨) વનદાગ--એટલે બીજા યુગમાં મુડદાંઓને વનમાં મુકી આવવામાં આવતાં. આજે પણ વનદાગ જેવી ક્રિયા પારસી કોમમાં છે, જેઓ મુદડાંઓને અમુક મુકરર જગોએ છોડી આવે છે.

(૩) અગ્નિદાહ--એટલે ૩ જા યુગમાં મુડદાંઓને બાળી નાખવામાં આવતાં. જે રૂઢી હજુ હિન્દુઓમાં પ્રચલિત છે.

(૪) ભોમ દાગ--એટલે ચોથા કલિયુગમાં મુડદાંઓને દાટવામાં આવેછે.

## ૧૦ અવતાર.

(૧) શ્રી મચ્છ. } જળચર.
(૨) શ્રી કુર્મ. }

(૩) શ્રી વારાહ. } વનચર.
(૪) શ્રી નૃસિંહ }

(૫) શ્રી વામન } બ્રાહ્મણ.
(૬) શ્રી ફરસીરામ. }

(૭) શ્રી રામચંદ્રજી. } ક્ષત્રી.
(૮) શ્રી કૃષ્ણજી. }

(૯) શ્રી બુદ્ધ }
(૧૦) શ્રી નકલંકી. } શુદ્ર
હ. મૌલા મુરતઝાઅલી. }

## ૧૦ દૈત્યો.

દરેક અવતારને જાહેર થવાનું કારણ આપનાર દરેક જમાનામાં એક એક દૈત્ય ઉત્પન્ન થયા કરે છે, જેમ ખુદાવંદતાલા ફરમાવે છેઃ-

**કૌલહુ તઆલા-જઅલના લેકુલ્લે નબિયયિન અ કુવ્વમ મેનલ મુજરેમાન.**

અર્થઃ-અમે દરેક પેગમ્બર માટે પાપી ( દૈત્ય ) માંથી એક દુશ્મન મુકરર કર્યો છે. ( સુ. ફો. આ. ૩૧ )

તે મુજબ દરેક અવતારની સામે થનાર એક એક દૈત્ય નીચે મુજબ છેઃ-

(૧) શંખાસુર
(૨) મધુકીટક
(૩) મોરદાણવ
(૪) હરણાકશ્યપુ
(૫) બળ
(૬) સહસ્ત્રા અર્જુન.
(૭) રાવણ
(૮) કંસ
(૯) દુર્યોધન
(૧૦) દૈત્ય કાળીંગો અથવા દજ્જાલ.

## ૧૦ ભકતો.

જ્યારે દૈત્ય ભકતોને દુઃખ દે છે, ત્યારે ખુદાવિંદતાલાને પોતાની શક્તિ જાહેર કરવાનું કારણ મળે છે, તે મુજબ તેના અમુક એક ભકતને ભકતોના વડા તરીકે ગણવામાં આવે છે. તે મુજબ દશે અવતારમાં નીચે મુજબ દશ ભકતો છેઃ-

(૧) રૂખમૃગત
(૨) અમરીખ
(૩) ધ્રુવ
(૪) પ્રલ્હાદ
(૫) કમલાપેન
(૬) કમળાપતી
(૭) હરિશ્ચંદ્ર
(૮) સહદેવ
(૯) યુધિષ્ઠિર
(૧૦) કમલાકુંવર

---

ખો. કોમમાં એકનું એક મા ીક
ઇસ્માઇલી સતપંથ પ્રકાશ

દીની, દુન્યવી બાબતોના વિદ્વાનોના ઉતમોત્તમ વિષયેથી ભરપુર દર ચંદ્રે રેગ્યુલર બહાર પડે છે. વાર્ષિક લવાજમ હિન્દુસ્તાન માટે રૂા. ૨॥ પોસ્ટેજ સાથે દેશાવર રૂા. ૩] લવાજમ આગંપર લેવામાં આવે છે

ધી ખોજા સીંધી પ્રેસ
મુંબઇ નં. ૯

# પ્રકરણ ૭ મુ

## નુરે મહમદી.

મશહુર કિતાબોથી સાબીત છે કે, ખુદાવંદતાલાનું પાક હીદાયતી નુર હ૦ દાદા આદમની પુર્વે ચાર હજાર વર્ષ પહેલાં ખુદાવંદતાલાની આગળ આલમે નુરમાં હતા, જે બાદ તે નુરમાંથી સર્વ સૃષ્ટિની ઉત્પતિ થઇ આપણે પહેલા પ્રકરણમાં વાંચી ગયા છીએ.

કુતુબ તારામાંથી તે નુરે મહમદી હ. દાદાઆદમના સુલ્બમાં આવ્યું, જે માટે ફારસી બયત છે કેઃ-

બેત.

જલવેહ ચું કરદી  બર રૂખે આદમ
કરદેહ મલાયક  સીજદે દમોદમ.

માયાન.

જ્યારે ખુદાવંદતાલાએ આદમના મોઢા ઉપર તથા ચહેરા પર પોતાના નુરની રોશની ઝલહ કીધી ત્યારે ફીરસ્તાઓ દમોદમ સુજીદો કરવા લાગ્યા.

નુરે મહમદમાંથી આખી જગતની ઉત્પતી થઇ તે માટે હ. નબી મહમદ સ. સાહેબની હદીશ છે કે-

## હદીસે શરીફ.

અના મીન નુરી અલ્લાહ વં કુલ ખલકુન મીનનુરી.

માયના—હું ખુદાવંદતાલાના નુરમાંથી છું અને કુલે મખલુકાત મારા નુરમાંથી પેદા થયેલ છે.

તે પાક નુરે મહમદી હ. આદમ અ. ના સુલ્બ બદન માં આવવા પહેલાં ખુદાવંદતાલાની બંદગી અને ઇતાયત કરતું હતું, જેને ગુજરાતીમાં તપ કહેવામાં આવે છે. નુરેમહમદી યાને ગુરૂ બ્રહ્મા શરીર ધરવા પહેલાં તપ કરતા હતા જે માટે ઇસમાઇલી શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે જણાવેલ છે.

જ્યારે હકતઆલાએ હ. આદમને પેદા કર્યાં, ત્યારે આદમે જમણી બાજુએ જોયું, તો પાંચ તનને જોયાં. આ ઉપરથી હ. આદમ. અ૦ અરજ કરીકે "હે પરવરદીગાર ! મારા પહેલાં તેં કોને પેદા કર્યા છે ?" ખુદાવંદતાલાએ જવાબ આપ્યો કે "આ તેજ બુઝર્ગો છે કે જે તારી એેલાદમાંથી પેદા થશે અગર આ ન હતે તો હું જીનત, દોજક, અર્શ ખુરશી, આસમાન ઝમીન, ફીરસ્તા, જીન્નાત, ઇનસાન વીગેરે પેદા કરતે નહિ." હ. આદમ અ. તેઓના નામ જાણવા અર્જ કરી જે ઉપરથી હક સુબહાનહુતાલાએ ફરમાવ્યું કે—

"હું **મહમદ**, છું અને આ **મોહમ્મદ** છે." હું **ફાતેર** છું અને આ **ફાતિમાહ** છે. હું **આલી** છું અને આ **અલી** છે.

હું **અહેસાન** છું અને આ **હસન** છે. હું **માહેસીન** છું અને આ **હુસેન** છે".

એ મુજબ નામ આપી તે બુઝુર્ગો (પંજેતન) માટે ઘણા વખાણ કરી તેની (તે પંજેતનના પાક નુરની) પૈરવી કરનાર જીન્નતવાસી થશે એમ ફરમાવ્યું.

હજરત નબી મહમદ મુસ્તફા સાહેબે ફરમાવેલું છે કે, "હું તથા અલી એક નુરથી પૈદા થયા છીએ. જ્યારે હ૦ આદમ અ. ને બહેસ્તમાં રહેવાનો હુકમ આપ્યો, ત્યારે અમે તેની સુલ્બમાં હતા, જ્યારે હ૦ નુહની કીસ્તીમાં સવાર થયા ત્યારે અમો તેમાં પણ મૌજુદ હતા."

એ મુજબ આ પાક નુરે મહમદી યાને પંજેતન પાકનું નુર હર જમાનામાં જરૂર રહેતું આવ્યું છે અને તેજ હિદાયતી નુરે જગતને હિદાયત કરી છે અને કિયામત સુધી કરશે.

તે પાક નુરે પંજેતનને હકીકતી દીનદારો ખુદા સંબોધે છે. હ. નબીમહમદ મુસ્તફા સ. સાહેબે પણ પોતાનામાં રહેલ તે પાક નુરને લીધે ફરમાવ્યું છે કે—

**અલહદ્સ.**

અન્ના મહમદ બીલા મીમ

અન્ના અરબ બીલા અએન

અર્થ-

હું મહમદ છું પણ મીમ (મ) વગરનો યાને અહદ (ખુદા) છું. હું અરબ છું અએન (અ) વગરનો યાને રબ( ખુદા) છું.

તેમજ ખુદાવંદતાલાની શનાખત મેળવવા હદીશ ફરમાવેલ છે કે—

અલહદીશ.

**મન અરાની ફકદ અરાનલ હક.**

અર્થ:-મને જેણે ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો.

આ બાબતને વધુ ટેકો પીર સદરદીનના પાક કૌલથી મલે છે. જેમકે-

કલામે પીર.

ખુદા સાથે લાવે ધ્યાન, અલ્લા મહમદ એક પીછાન.

વળી ઘણા વિદ્વાનો પણ આ બાબતની સચ્ચાઇ માટે ઘણું ભાખી ગયા છે, જેના થોડા દાખલા આપી આ પ્રકરણ બંધ કરીશું.

કલામે શાયર.

**હય અહદ લેકીન બજાહેર અહેમદ રખ લીયા,**
**“ મીમ ” કે અંદર છુપાયા દફતરે ઇરફાન હય.**

અર્થ:-જો કે પોતે ખુદ ખુદા છે, છતાં જાહેરમાં અહમદ

નામ રાખ્યું છે. એ મીમની અંદર જાણકારો માટે ખજાનાનું દફતર ભરેલું છે.

### કલામે શાયર.

**હમારા સરવરે આલમકા રૂતબા કોઇ કયા જાને?**
**ખુદાકુ મીલને ચાહે તો મહમદકુ ખુદા જાને!**
**ખુદાકો મુસ્તફા જાને, મહમદકો ખુદા જાને.**
**વો ઇસ રમ્ઝ કયા સમજે? જો સર તનસે જુદા સમજે.**

અર્થ:—અમારા આલમના સરદારનો મરતબો કોઇ શું જાણી શકે? જે ખુદાવંદતાલાને મળવા માગતો હોય તે મહમદને ખુદા લેખે, ખુદાને મુસ્તફા સમજે અને મહમદને ખુદા સમજે યાને બંનેને એક ગણે. આ ભેદ તે શું જાણે કે જે માથાને ધડથી જુદું સમજે છે.?!

---

## પ્રકરણ ૮ મું.

# કીતાબ અને નબીઓ.

શાસ્ત્રો અને પુરાણો ચાર યુગના ચાર વેદ હોયાનું જણાવે છે, તેમજ ઇસલામી શાસ્ત્રોમાં ચાર કીતાબો મશહુર છે. વેદનો અર્થ પણ ધર્મ પુસ્તકો થાય છે, કે જે ઉપરથી દુનિઆના લોકોને સંસારીક, ધાર્મીક, બાબતોમાં દુનિઆમાં કેમ વર્તવું?

વિગેરે કાનુનો અને શીખામણો ભરેલી હોય છે, અને કીતાબો પણ એજ હેતુસર નબીઓ ઉપર ઉતરેલી છે કે જે દીન વ દુનીઆની તમામ સમજણથી ભરપુર હોય છે. જેમ ચાર વેદ ઉપર આધિપત્ય ચાર ગુરૂનું છે તેમ ચાર કીતાબો પણ ચાર નબીઓ ઉપર ઉતરેલી છે.

## ૪ કીતાબો.

(૧) તૌરેત. (૨) જંબુર, (૩) અંજીલ. (૪) ફુરકાન

## ૪ નબીઓ.

(૧) હ. મુસા (૨) હ. દાઉદ (૩) હ. ઇશા (૪) હ. નબી મહમદ મુસ્તફા (સ.)

## ચાર નબીની હકીકત.

### (૧) હ૦ મુસા.

હ. યાકુબ પેગમ્બરના પુત્ર **લેવી** અને તેના પુત્ર **કહાથ** કરીને હતા, અને તેના છોકરા **ઇમરાન**, તે હ. મુશા નબીના પીતા થતા હતા, હ. મુશાનો જન્મ ઇસ્વી સન પુર્વે ૧૫૭૧ માં એટલે આજથી ૩૪૯૦ વરસ ઉપર થયો હતો. તેઓ મીસરમાં જન્મયા હતા.

મીસરમાં **ફીરઓન** નામે જુલમી બાદશાહ રાજય કરતો હતો ને તે પોતે ખુદાઇ દાવો કરતો હતો, કેટલાક મોમીનો હતા જેઓ ફીરઓનની ખુદાઇ કબુલ કરતા હતાં નહી, તેઓ-

ને **ફીરઓન** ઘણું દુઃખ દેતો હતો, બની ઇસરાઇલ કોમ ઉપર **ફીરોન** ઘણુંજ વેર રાખતો હતો અને તેમના પર પોતાનો જુલમી દસ્ત અજમાવતો હતો, એક વખત નજુમીઓને પુછ્યું કે "મારૂં મોત શાથી છે?" એ ઉપરથી નજુમીઓએ કહ્યું કે "બની ઇસરાયલના વંસમાં કોઇ ફરજંદથી તારૂં મોત થશે." આ સાંભલી ફીરોન ઘણોજ ગુસ્સે થઇને બોલ્યો કે બની ઇસરાયલમાં જેટલા ફરજંદો જન્મે તે સઘળાનો નાશ કરો, જ્યારે હ. મુશાનો જન્મ થયો ત્યારે તેમની માતુશ્રીએ હ મુશાને એક મજબુત પેટીમાં નાંખી પેટી પેક કરી **નીલ** નદીમાં વહેતા પાણીમાં તરતી છોડી દીધી. તે પેટી તરતી તરતી જયાં બાદશાહી હરમોના મહેલ હતાં, ત્યાં આવી. તે વખતે જરૂખામાં **ફીરઓન**ની મુખ્ય હરમ હવા ખાવા બેઠી હતી, તેના જોવામાં તે પેટી આવી. તરત બાંદીઓને હુકમ કર્યો કે જાઓ, તે શું તરતું જાય છે તેને આંહી લાવો. પેટી લાવીને ખોલી જોતા ચંદ્રમાં સમાન તેજ વાળો પૂત્ર જોઇ **ફીરઓન**ની રાણીને તે બચ્ચાં ઉપર પ્યાર પેદા થયો જેથી તેણે તેને પાલક પુત્ર તરીકે ઉછેરી મોટો કર્યો. આ મુજબ તે પાક ખુદાવન્દતાલાની કુદરતે કમાલથી દુષ્ટ **ફીરઓન**ને મારનાર તેનાજ ઘરમાં પરવરીશ થયો.

એક વખત બની ઇસરાએલના કોઇ શખ્શ ઉપર ફીરોનનો બબરચી જુલ્મ ગુજારતો હતો, તે હ. **મુશા**એ જોયું જેથી

હ. મુશાને અત્યંત ક્રોધ વ્યાપ્યો જેથી તે બબરચીને ઠાર મારી નાંખ્યો. આ વાતની ફીરોનને ખબર પડી જેથી હ. મુશાને પકડી લાવવા હુકમ કર્યો, આ બાબતની હ. મુશાને ખબર પડી જેથી તેઓ ત્યાંથી નાસી મુલ્કે મદીના તરફ ચાલ્યા ગયા. આ મુલ્કમાં **શાઇબ** નામે નબીની પુત્રી બીબી **સફુરાને** હ. મુશા પરણ્યા **અને** તેઓ પોતાના સસરાને ત્યાં દશ વર્ષ રહ્યા.

હ૦ મુશાને જ્યારે પોતાનું વતન યાદ આવ્યું અને પોતાના જાતભાઇઓ પરનો **ફીરઓનનો** જુલમ યાદ આવ્યો ત્યારે પોતે મીસર જવાનો પોતાની બીબી સાથે વીચાર કર્યો જે વખતે તે ગર્ભવતા હતા છતાં તેઓ બંને ત્યાંથી ચાલતા ચાલતાં **કોહેતુર** નામના પર્વત પાસે આવી પહોંચ્યા, જે વખતે બીબીના પેટમાં વેદના થવા લાગી, જેથી હ૦ મુશા આગની શોધમાં પડયા. તપાસ કરતા **કોહેતુર** ઉપર અગનીના જેવો પ્રકાશ જણાયો તેથી તે તરફ દોડી ગયાં પણ ત્યાં પહોચતા અવાજ આવ્યો કે "હે મુશા! હું તારો પરવરદીગાર છું. આ જગ્યા પાક છે. માટે તારા પન્નીર (જુતા) ઉતારી નજીક આવ!" આ સાંભળી હ૦ મુશા ઘણા આનંદ પામ્યા અને તેઓ ઉપર ગયા. અને તે પાકતુર સાથે હમકલામ થયા. હ૦ મુશાને આ જગ્યોએ પેગમ્બરી મળી અને મોજીજા મળ્યાં. પછી ખુદાવંદ તાલાએ હ૦ મુશાને હુકમ

કર્યો કે "જા ફીરેઓનના રાજ્યમાં અને તેને મારો હુકમ જાહેર કરીને તેને સચાઇને રસ્તે લાવ." હ૦ મુશાએ પોતાની લાચારી જણાવી; જે ઉપરથી ખુદાવંદ તાલાએ તેમની મદદમાં હ૦ હારૂન અ૦ ને નીમ્યા અને દરેક વખતે મદદ કરવા ફરમાવ્યું.

હ૦ મુસાને ખુદાવંદ તાલા તરફથી જે મોઅજીઝા આપવામાં આવ્યાં તેમાં એક તો **અશા** નામની લાકડી આપી જેને જમીન ઉપર નાંખતા **સાપ** બની જતી. તે સીવાય બીજો મોઅજીઝો બગલમાંથી હાથ પસાર કરવાથી હાથ ચળકતો બની જતો ત્યાંથી હ૦ મુશા મીસરમાં આવ્યા.

હ૦ મુશા **ફીરેઓન**ની દરબારમાં ગયા, અને બની ઇસારાઇલ ઉપર જુલ્મ નહિ કરવાનો અને તેમને છોડી મુકવાનો ખુદાવંદતાલાનો હુકમ સંભળાવ્યો પણ ફીરેઓને તેનો ઇનકાર કર્યો

હ૦ મુસાએ આ જગ્યાએ ઘણા મોઅજીઝા બતાવ્યા અને ફીરઓનના જાદુગરોને હાર આપી. આ ઉપરથી **ફીરેઓને** બની ઇસરાઇલોને છોડી મુક્યા. બની ઇસરાઇલને લઇ હ૦ મુશા **કોહેતુર** તરફ જવા નિકલ્યા. પણ ફીરેઓન પોતાનું જબરદસ્ત લસ્કર લઇ પાછળ પડયો. હ૦ મુસા વગેરે **સુફ** (રાતા) સમુદ્ર પાસે આવ્યા. ત્યાં ફીરેઓન ઘણોજ નજીક આવી પહોંચ્યો;

હ૦ મુસાએ ખુદાવંદતાલાની મદદ માગી કે તુરત સમુદ્રમાં સુકો રસ્તો થઇ ગયો અને હ૦ મુસા તથા તેમની ઉમ્મત અંદરથી પસાર થઇ. **ફીરઓન** પાછળ પડયો, પણ કુદરતે ઇલાહીથી સમુદ્રના પાણી ચારે બાજુ ફરી વળ્યા જેથી તેઓ સઘળા સમુદ્રમાં ડુબી મુઆ.

હ૦ મુસાએ પછી ગુમરાહીઓને બોધ કર્યો અને રાહે-રાસ્ત પર લાવ્યા. હ૦ મુસા ઉપર કીતાબ **તૌરેત** (જેને "ઇંગ્લીશમાં ઓલ્ડ ટેસ્ટામેન્ટ" યાને જુનો કરાર કહેવામાં આવે છે) ઉતરી હતી તેઓની ઉમર ૧૨૦ વર્ષની થઇ હતી.

## બીજા નબી હ. દાઉદ અ૦

હ. મુસાની જેમ, હ. દાઉદ પણ હ. યાકુબ નબીથી ઉતરી આવેલ હતા

હ. દાઉદ (અ.) નો જન્મ ઇ. સ. પુર્વે ૧૦૬૩ ઉપરે થયો હતો એટલે આજે તેમને ૨૯૮૨ વર્ષ થયા છે.

હ. દાઉદના વખતમાં શાઉલ અથવા **તાલુત** નામે બાદ-શાહ રાજ્ય કરતો હતો, **પલસ્તા** નામની કોમ કે જે લાખોની સંખ્યામાં હતી તેણે તેની સામા બળવો કર્યો; તે કોમમાં **ગોલીયાથ** નામે એક મહાન પહેલવાન હતો, કે જેની બરોબરી તે વખતમાં કોઇ કરી શકતું નહી. આ કોમની સામા **તાલુતનું** આખુ લસ્કર થયું પહેલવાન **ગોલીયાથે**

સતાની સાથે પાદશાહના લશ્કરમાંથી કોઇને પણ દ્વંદ્વ યુધ્ધમાં ઉતરવાની માગણી કરી પણ પાદશાહના લશ્કરમાંથી કોઇ હીમત કરી શકયો નહિ. અંતે હ. દાઉદ ( અ૦ ) બહાર પડયા. અને વગર હથીઆરે ફકત ગોફણના ગોળાથી, **ગોલીયાથને** મારી નાખ્યો, અને પાદશાહ શાઉલને જીત અપાવી.

પાદશાહને આ જીત અપાવનાર હ. દાઉદનો અહેશાન માનવાને બદલે તે તેનો દુસ્મન થયો. કારણકે તેને બીક લાગી કે આવો મહા જોરાવર માણસ એક દીવસ તેના સામો થશે. અને તેથી તેમનું ખુન કરવાના પ્રપંચો કરવા લાગ્યો પણ હ. **દાઉદ** પોતાના તનની સલામતી ખાતર **યહુદા** દેશના ડુંગરની એક ગુફામાં ભરાઇ ખુદાવંદતાલાની ઇબાદતમાં મશગુલ થયા.

એક વખત શાઉલ પાદશાહ જંગલમાં પડાવ નાંખી પડયો હતો ત્યાં રાતના વખતે હ. દાઉદ ગયા અને પોતાની શક્તિ બતાવવા ખાતર પાદશાહને મારી નાખવાને બદલે તેના ઓશીકામાં એક ભાલો ખોશી પત્ર લખી ચાલ્યા આવ્યા પત્રમાં લખ્યું હતું કે "હે દાના પાદશાહ ! જો હું ધારતે તો તને ઠાર કરી શકતે, પણ હું એવો નિર્દય નથી માટે તું મારાથી દુસ્મની છોડી દે !" પાદશાહ આ જોઇ ભય પામ્યો છતાં હ. દાઉદ પર તેને વધારે ખુન ભરાયું. પણ કુદરત સાંખી શકે

તેમ ન હતુ. અને તેના રાજ્યમાં મોટા બળવાઓ થયા તેમાં પાદશાહ માર્યો ગયો અને રૈયતે હ. દાઉદ ( અ૦ ) ને ગાદીએ બેસાડયા.

હ. દાઉદ ( સ૦ ) ૪૦ વરસ રાજ્ય ભોગવ્યું. તેઓએ **બૈતુલ મુકદશ** હાલનું જેરૂસલમ બાંધવા કસદ કર્યો હતો અને તેમણે સામાન પણ ભેગો કરી રાખ્યો હતો પણ તેઓ પોતાની મુરાદ બર લાવી શકયા નહિ અંતે પોતાની પાછળ હ. સુલમાનને પાદશાહ નીમી બૈતુલ મુકદશ બાંધવાની વસીયત કરી આ ફાની જહાનનો ત્યાગ કર્યો. તેમના પર **ઝંબુર** નામની કીતાબ ઉતરી હતી.

## ૩ જા નબી. હ૦ ઈશા રૂહઅલ્લાહ. (અ૦)

હજરત ઇસા ( અ૦ ) ની માતાજી બીબી મરીયમને કુંવારી અવસ્થામાં ખુદાવંદતાલાના હુકમથી હ. જીબરાઇલે રૂહ ફુકયો. જેના હ. ઇસા ( અ૦ ) પેદા થયા, જે ઉપરથી હ૦ ઈસા રૂહ અલ્લાહ કહેવાયા. હ. ઇસાની પાક માતાજી બીબી મરીયમ હ દાઉદ ( અ૦ ) થી ઉતરી આવેલ હતા. તેમની શાદી **જોસફ** નામના એક ગ્રહસ્થ સાથે કરવામાં આવી હતી જે પણ હ દાઊદ (અ૦) ના વંશમાંથી ઉતરી આવેલ હતા. એ મુજબ હ૦ ઇસાના મા અને બાપ હ. દાઉદ અ. ના વંશમાંના હતા એટલે હ ઇસા હ દાઉદ અ. ના વંશમાથી ઊતરી આ-

વેલા ગણાય છે. અને હ૦ દાઉદ હ૦ યાકુબ (અ.) વંશમાંથી ઉતરી આવેલ છે.

હ. ઇસાનો જન્મ ઇસવીસનની પુર્વે ૪ ની સાલમાં થયો હતો એટલે આજે ૧૯૨૩ વરશ થયા છે. તેમનો જન્મ **બેથલહેમ** નામે ગામમાં થયો હતો. હ. ઇસાના માતાજી બીબી મરીયમનો પતી **જોસફ, નાઝેરથ** ગામનો રહેવાસી હતો એ ઉપરથી હ૦ ઇસાને **ઇસા નાઝારી** કહેવામાં આવે છે.

જ્યારે હ૦ ઇસાનો જન્મ થવાનો વખત થયો ત્યારે મરીયમ **બયતુલ મુકદ્દસ** (જેરૂસેલમ) માં રહેતા હતા; ત્યાંથી તેઓ જંગલમાં ચાલ્યા ગયા જ્યાં હ૦ ઇસાનો જન્મ થયો. જંગલમાં ખુદાવંદ તાલાની કુદરતથી ખજુરીનું ઝાડ પેદા થયું અને પાણીનો ચશમો જારી થયો. બીબી મરીયમ તે ઝાડની ખજુર ખાઇ અને ચશમાનું પાણી પીને પોતાનો નીરવાહ ચલાવતા. જ્યારે બીબી મરીયમ હ૦ ઇસાને ગોદમાં લઇ વસ્તીમાં આવ્યા ત્યારે લોકો બીબી મરીયમ ઉપર આળ ઓઢાડી નીંદા કરવા લાગ્યા. પણ હ૦ ઇસાએ તેઓને જવાબ આપ્યો કે " મને ખુદાવંદ તાલાએ મોકલ્યો છે મને ખુદાવંદ તાલાએ પોતાની કુદરતે કામેલથી પેદા કર્યો છે અને મારી માતા નીર્દોષ છે હું તમારો પેગમ્બર છું અને તમે મારો હુકમ માનો. " જ્યારે હ૦ ઇસા મોટી ઉમરે પહોંચ્યા ત્યારે કિતાબ **ઇન્જીલ**માંથી લોકોને બોધ કરવા લાગ્યા શરૂઆતમાં બાર હવારી (ધોબી) હ૦ ઇસા ઉપર ઇમાન લાવ્યા. હ૦ ઇસા (અ) ને મરેલા માણસને જીવતો કરવાનો મોજીઝો ખુદાવંદ તાલાએ બક્ષેલો હતો. જે ઉપરથી તેઓ મરી ગયેલાને ખુદાવંદના હુકમથી જીવતો કરી શકતા.

હ૦ ઇસા (અ.) એ મુજબ અનેક મોઅજીઝા દેખાડી લોકોને હિદાયત કરી અને પોતાની શરીયત પર ચલાવ્યા. અનેક લોકો તેઓની હીદાયત પર મુશરફ થયા પણ કેટલાક યહુદી તેમની સામા થયા. અને લોકોને ગુમરાહ કરવાનો તથા જાદુ કરવાનો તેમના પર આરોપ મેલ્યો. તે વખતનો પાદશાહ ઘણો જુલ્મી તથા બે ઇમાની હતો તેમની પાસે તેઓ ફરીઆદ લઇ ગયા અને બાદશાહે હ૦ **ઇસાને** વધ સ્તંભે લટકાવી ખીલા મારી, મારી નાખવાની સજા કરી.

કેટલાએકનું કહેવું એમ છે કે, જે પાદશાહે તેમને આ સજા ફરમાવી હતી, તેની સુરત ખુદાવંદ તાલાની કરામતથી હ૦ ઇસા જેવી થઇ ગઇ તેથી લોકોએ હ૦ ઇસાને બદલે તેને વધ સ્થંભ પર ચડાવી ખીલા મારી નાંખ્યો. જ્યારે હ૦ ઇસા (અ.) ને ખુદાવંદ તાલાએ આસમાનમાં લઇ લીધા અને તેમને ચોથા આસમાન પર રાખ્યા.

ખ્રીસ્તી લોકો હ૦ ઇસાને ખુદાવંદ તાલાના ફરજંદ તરીકે માને છે જ્યારે ઇસલામ તેમને એક લાખ ચોવીશ હજાર પેગમ્બરમાના એક તરીકે ગણે છે. તેમના પર **ઇન્જીલ** કીતાબ ઉતરી હતી

તેમની વફાત ઈ. સ. ની ૨૯ ની સાલમાં થઇ હતી તેઓ ફકત ૩૩ વરસ આ દુનિઆમાં રહ્યા હતા, છતાં કરોડો લોકો તેમના અનુઆઇઓ આજે પણ છે જેઓ ખ્રીસ્તીઓ તરીકે ઓળખાય છે.

દરેક નબીને જેમ ખુદાવંદતાલા મદદગાર મોકલે છે તેમ તેમના મદદગાર તરીકે શાહી જોમો **સીમન-ધી-પીટર** હતાં, જેને ઇસલામીઓ **સમઉન સફા** તરીકે ઓળખે છે, જે ઈસમાઇલીઓની બંદગીમાં રિશ્ચનાપુરોમાં પંચાવનમુ શાહી જોમાનું પાત્ર છે

## હ૦ મુસા અ૦ તથા હ૦ દાઉદ (અ૦) ની વંશાવળી.

**હ. યાકુબ અ૦**

- લેવી.
- કહાથ
- ઇમન
- રા
- હ. મુસા.

- પફદા
- હસરત
- આરામ
- અમીના
- નાહસામ
- સલમાન
- ઓસીપ્ર
- ઉબેદ.
- યશાઇ
- હ. દાઉદ ( અ. )

# ૪ થા નબી હ૦ નબી મહમદ મુસ્તફા (સ૦) ખાતેમુન નબી

હ૦ નબી મહમદ મુસ્તફા ખાતેમુન નબી એટલે છેલા નબી તરીકે ઓળખાય છે. કારણકે તેમના બાદ કોઈ પણ નબી થવાનો નથી. તેઓ અશરફુલ અંબીયા યાને નબી-ઓમાં શ્રેષ્ટ ગણાય છે.

આપણે અગાઉ વાંચી ગયા તેમ તેઓ હ. પંજતનમાના એક તન છે. હ૦ નબી મહમદ મુસ્તફાનું નુર દાદા આદમ અ૦ પહેલા ખુદાવંદતાલાએ પેદા કર્યું હતું, તેઓનું નામ મહમદ પણ ખુદાવંદ તાલાએ પોતાના અસંખ્ય નામોમાના એક નામથી રાખ્યું હતું.

હ૦ નબી મહમદ મુસ્તફાના પીતાનું નામ **હ૦ અબ્દુ-લ્લાહ** હતું, તેઓ હ૦ ઇસમાઇલ અને હ૦ ઇબ્રાહીમ ખલ્લીલ્લાહથી ઉતરી આવેલ હતા.

હ૦ નબી મહમદ મુસ્તફાનો જન્મ હ૦ અબ્દલાહને ઘેર ઇ. સ. ૫૭૧ માં રબઉલઅવ્વલની ૧૭ મી ને વાર જુમા **આમ્મુલશીલ**ને રોજ થયો હતો, **આમ્મુલફીલ**ની મતલબ એ છે કે તે વર્ષમાં **અબરોહા**નો પાદશાહ હાથીઓના મોટ લસ્કર સાથે ખાને કાબાની ઉપર ચડી આવ્યો હતો, પણ ખુદાના હુકમથી તે હલાક થયો હતો જેથી તે વર્સને **આમ્મુલફીલ** કહે છે.

હ૦ નબી મહમદ મુસ્તફા (સ૦) સાહેબની વિલાદત વખતે **અરબસ્તાનમાં** બુતપરસ્તી ઘણી વધી ગઇ હતી.

**કાબામાં** ૩૬૦ મુર્તિઓ હતી. ખાને કાઅબાની સંભાળ તે વખતે **બનીહાશમના** હાથમાં હતી. હ૦ નબી મહમદ મુસ્તફાની ૪ વર્ષની ઉમરમાં તેમના માતાજી મરણ પામ્યા અને એ વરસને ચાર માસની ઉમર થઇ ત્યારે તેમના પીતાજી ખુદાની રહેમતે પહોચ્યા, તેથી તેમની પરવરીશ જનાબ **અલીએ મુરતઝાની** વાલેદા જનાબ ફાતમા બિન્તેઅસદ કરતા હતા.

હ૦ નબી મહમદ મુસતફા સ૦ ની પચીશ વર્ષની ઉમર થઇ ત્યારે જનાબ ખદીજા બીન ખુવયલદીની સાથે નીકાહ કરવામાં આવ્યા, અને ૪૦ વર્ષની ઉમરે તેમને નબુવત મળી. હ૦ અલીને નબુવ્વતની વાત કરી. જનાબ હ૦ મોલા મુરતઝા-અલી જાહેર રીતે પહેલ વહેલા ઇમાન લાવ્યા. જોકે હકીકતીરૂએ હ૦ મોલા મુરતઝાઅલીને હ૦ નબી મહમદ મુસ્તફા સ૦ એકજ હતા, અને તેઓમાં ખુદાવંદ તાલાનું હિદાયતી નુર પ્રકાશતું, હતું અને હ૦ મોલા મુરતઝાઅલી જ્યાં સુધી ઉમ્મરે નહીં પહોચ્યાં ત્યાં સુધી હ૦ નબી સાહેબ પોતાની નબુવ્વત જાહેર કરી શકયા નહિ. જેમ ખુદાવંદ તાલાએ ફરમાવ્યું છે.

## આયત.

**લાએલાહ ઇલ્લલ્લાહ મોહમદર રસુલીલ્લાહ અયદતોદ હુએ અલી ચચીન.**

અર્થ—બીજો કોઇ નથી મઅબુદ ખુદા સિવાય અને મહમદ તેનો રસુલ છે. તેની મદદ અલી થકી કરી,

તે મુજબ જયારે હ૦ મોલા મુરતઝાઅલી પુખ્ત ઉમ્મરે પહોંચ્યાં ત્યારે હ૦ નબી સાહેબ પર વહી નાઝલ થઇ યાનેનબુવ્વત ઝાહેર થઇ. શરૂઆતમાં તેમના સામે ઘણા કાફરો થયા, એટલે હદ સુધી કે હજી પુરા તેર વર્ષ થયા નહીં, એવામાં તેમને મક્કા છોડી મદીના જવું પડયું. તા. ૧ રબ્બઉલ્લઅવલને જુમેરાતના રોજ હ૦ નબી સાહેબે મકકા છોડયું. તે દીવસથી **હીજરી** સન ચાલુ થયો છે. હીજરનો અર્થ નાસી જવું અગર પોતાનું વતન છોડવું થાય છે. મદીનામાં તેઓ દશ વર્ષ રહ્યા એ અરસામાં ૮૭ લડાઇઓ થઇ, તેમાં ૨૪ થી ૨૬ લડાઇઓમાં યુદ્ધ વખતે નબી સાહેબ હાજર હતા અને બાકીનીમાં સરદારો મુકરર કરી લડાઇઓ કરી હતી. મજકુર લડાઇઓમાં (૧) બદર (૨) ઓહદ (૩) અહઝબ (૪) ખૈબર (૫) હોનૈન ભારે જબરી લડાઇઓ થઇ જેમાં હ૦ અલીએ હજારો કાફરો. અને જબરદસ્ત પહેલવાનોને મારી જીત મેળવી હતી.

જયારે હ૦ નબી સાહેબ પોતાનો દીન ઝાહેર કરી રહ્યા અને હજારોને પાક દીનથી મુશરફ કર્યા ત્યારે કાંઇ કામ બાકી રહ્યું નહિ, સીવાય પોતા પાછળ પોતાનો જાનશીન વસી

કરવો અને તે માટે ખુદાવંદ તઆલા તરફથી સખ્ત હુકમ કરવામાં આવ્યો અને તેમાં હ૦ મોલા મુરતઝાઅલીને જાહેર ખીલાફત તથા ઇમામત આપવાની તાકીદ ફરમાવવા આવી હતી પણ હ૦ નબી સાહેબ હ૦ અલીના દુશ્મનોથી ડરતા હતા, અને એ કામને મુલ્તવી રાખતા હતા પણ જ્યારે ખુદાવંદ તઆલાનો સખ્ત પેગામ આવ્યો કે--

**કોલ હું તઆલા.**

**યા અય્યહુર રસુલ બલ્લેગમાં ઉન્ઝેલા ઇલૈકા મીર રબ્બેકા, વ ઇન મલ તફઅલા, ફમા બલ્લાગતા, રિસાલતા વલ્લાહુ યુઅસે મુકા મીનન નાસે,**

માયના.

એ રસુલ ! મારાતરફથી જે ચીજ નાઝીલ કરવામાં આવી છે, તે પહોચાડી આપ અને અગર એ (હુકમ) નહીં પહોચાડીશ તો (એવું થશે કે) તે તેની રીસાલત પહોચાડી નહી અને અલ્લાહ તને લોકો (ના તોફાનોથી) બચાવશે. ખરેખર ખુદા, કાફર કોમને હિદાયત કરતો નથી.

એ ઉપરથી ગદીરે ખુમના મયદાનમાં સર્વને હાજર કરી હ૦ મોલાઅલીને લઇ મીમ્બર પર ચડી કહ્યું કેઃ—

**હદીસે સકલૈન.**

**ઇન્ની તારે કુન ફી કુમસકલૈને વ હુવા હબલાને મમદુદાને લાયન કતઆતે વલાયત ફસેમાને હતા યરીદાકમ અલલ હોઝીલ કોસર.**

## માએના.

એક લાખ ને ચોવીશ હજાર મુશલમાનોની રૂબરૂ હ૦ નબી મહમદ મુસ્તફાએ ફરમાવ્યું કે ' ખરેખર હું તમારે માટે બે મજબુત ચીજો છોડી જાઉં છું તે બન્ને દોરડાની માફક એક બીજાને વિંટાએલી છે, તે કદીપણ છુટી પડનાર નથી. એટલે હદ સુધી કે હૌજે કોસર ઉપર તેઓ તમોને આવીને મળે તે ચીજો મારી આલ તથા પવિત્ર કલામ છે.

ત્યારબાદ હ૦ અલીની તારીફ કરીને કહ્યું કે—

**કૌલન નબી અલેહી સલામ.**

**મન કુનતો માલાહુ હાઝા અલીયુન મૌલા.**

અર્થ—જેનો હું માલીક છું તેનો અલી મુરતજા માલીક છે.

તે બાદ હ૦ નબી સાહેબ મીમ્બર પરથી નીચે ઉતર્યા અને હ૦ અલીના હાથપર અસાહબોએ **બયત** (કાંગવો) કરી હ૦ મૌલા મુરતજાઅલીને મુબારકી આપી, તે બાદ એક મોટો ખીમો ( તંબુ ) ઊભો કરવામાં આવ્યો અને તેમાં સઘળા મુસલમાનોએ મરદો અને ઓરતોએ હ૦ અલી (અ૦) ની **બયત** કરી, એ મુજબ ત્રણ દીવસ સુધી **બયતનું** કામ ચાલ્યું હતું.

જ્યારે કામ ખલાસ થયું ત્યારે હ૦ નબી સાહેબને ખુદાવંદતાલાએ ફરમાવ્યું કેઃ—

**" આજના દિવસે તમારા દીનને કામીલ કર્યું."**

ત્યારબાદ હ૦ નબીસાહેબ વગેરે મદીનામા આવ્યા જ્યાં હ૦ અલીની વસીયત જાહેર કરી.

હ૦ અલી ( અ૦ ) ના કેટલાક દુશમનો હતા, તેમને આ બાબત પસંદ આવી નહી, અને તેથી તેઓ મનમાં દુશ્મની કરવા લાગ્યા.

સન. ૧૧ હીજરી સફર મહીનાની તા. ૧૧ મી ના રોજે હ૦ નબી સાહેબને આધાશીશી ( અર્ધ, માથું દુઃખવું. ) નું દર્દ શરૂ થયું, તા. ૨૭ ના બીમારી બેહદ વધી ગઇ. તા ૨૮ સફર ને વાર સોમ હીજરી ૧૧ ની સાલમાં આ ફાની દુનીયાનો ત્યાગ કરી પોતાની બાદ પીરાતનનો જેમાં હ૦ ઇમામ હસનને સોંપી અને ઇમામત તથા ખીલાફત હ૦ મૌલા મુરતજાઅલીને સોંપી રહેલત ફરમાવી. ઉમર વર્ષ—૬૩. તેમના પર જુદે જુદે વખતે વહીયો નાઝીલ થઇ હતી, જેનો સંગ્રહ ફુરકાન ( કુરાને શરીફ ) કહેવામાં આવે છે.

## પ્રકરણ ૯ મું.



### હજરત પંજેતન પાકનું શારીરીક રૂપમાં જાહેર થવું.

કલામે પીર.

**પંજતન પરવરે ભેજીઆ રાહ બતાવન કાજ,**
**જીને કીને મુખ રીરાયા સો રહ્યા સફાયત બાજ.**

( સૈયદ નર મહમદશાહ )

કુતબ તારાના વર્ણનમાં આપણે પંજેતન પાકના નુર વિષે ઘણું વાંચી ગયા છીએ. તે પાક નુર જેમ એક જગનું પાણી પાંચ ગલાસમાં ભરવામાં આવે. તેમ પાંચ તનમાં ખુદાનું નુર વહેંચાઇ ગયું.

નુરે વહદાનીયતની શાહી જેમાની સંકલના યાને સીલસીલો આપણે પ્રકરણ ૪ થામાં વાંચી ગયા છીએ. (જુઓ પાનુ ૪૯) એટલે આંહી લખવાની જરૂર જણાતી નથી. એ મુજબ તે નુરે પંજેતની હ૦ શીશથી ઉતરતું ઉતરતું હ૦ અબ્દુલ મુતલીબના સુલ્બમાં આવ્યું. જ્યાં તેના બે ભાગ થયા. એક ભાગ હ૦ અબદુલ્લાહની પીઠમાં તથા એક ભાગ હ૦ અબુ-તાલબની પીઠમાં ઉતર્યું. અને હ૦ અબદલ્લાના હ૦ મોહમદ મુસ્તફા સ૦ થયા અને હ૦ અબુતાલબના હ૦ મૌલા મુર-તજા અલી થયા. હ૦ નબી સાહેબની પ્યારી દુખ્તર હ૦ બીબી ફાતેમા થયા અને હ૦ મૌલા મુરતજા અલીના બે ફરજંદ હ૦ ઇમામ હસન અને હ૦ ઇમામ હુસન પેદા થયા. એ મુજબ પાંચ તનમાં તે નુર ચમકવા લાગ્યું. તે પાંચેની સારી-રીકરીતે ઓળખ આપવા તેમનું વિગતવાર ટુંક વિવેચન કર-વાની જરૂર જણાય છે.

## (૧) હ૦ મૌલા મુરતજાઅલી.

હ૦ મૌલા મુરતઝાઅલીનો જન્મ અરબસ્તાનમાં આવેલા મકા નામના શહેરમાં હીજરી સન ૨૩ની સાલમાં ખાનેકાબ-બાની અંદર થયો. જે વખતે હ૦ નબી સાહેબની ઉમ્મર ત્રીસ

વર્ષની હતી. જ્યારે તેમનો જન્મ થયો ત્યારે તેઓએ દુધ પીધું નહિ. તેમજ આંખુ ખોલ્લી નહિ પણ જ્યારે હ૦ નબી સાહેબ આવ્યા અને પોતાની જીભ તેમના મુખમાં મેલી ત્યારે દુધ પીધુ તથા આંખો ઉઘાડી. જ્યારે હ૦ નબી સાહેબ ઉપર નબુવત ઉતરી ત્યારે હ૦ અલીની ઉમર ૧૦ વર્ષની હતી. હ૦ અલી અ૦ હ૦ નબી મહમદ મુસ્તફા સાથે મક્કામાં ૨૩વર્ષ અને મદીનામાં દસ વર્ષ રહ્યા હતાં. ૧૯ વર્ષની ઉમરમાં તો મોટા મોટા પહેલવાનો સાથે મુકાબલો કરી હાર પમાડી અને ૨૨ વર્ષની ઉમરે તો ખૈબરનો કીલ્લો ફતેહ કર્યો હતો. હ૦ મૌલા મુરતઝાઅલી ઇમામની રૂએ અવલ ઇમામ હતા, અને હ૦ નબી સાહેબ બાદ ૩૦ વર્ષ ઇમામ રહ્યા. જોકે સુની લોકો હ૦ મૌલા મુરતઝાઅલીને પાંચ વર્ષ ઇમામત યાને ખીલાફત ઉપર ગણે છે, પણ વસીયત મુજબ તેઓ ૩૦ વર્ષ સુધી ઇમામ તથા ખલીફા ગણાય. જ્યારે હકીકતી રૂએ તેઓ ખુદાઇ નુર (યાને ઇમામત) ધરાવતા હતાં જ્યારે હ૦ નબી મહમદ ( સ૦ ) પીર હતા. તેઓ હી. સ. ૪૦ મા મસજીદે કુફામાં ઇબ્ને મુલજીમની ઝહેર પાએલી તરવારના ઘાને બહાને શહીદ થયા અને પોતાનું નુર હ૦ ઇમામ હુસનને બક્ષી આપ્યુ. હ૦ મૌલા મુરતઝાઅલી રૂપે તે પાક નુરે વહદઅત ૬૩ વર્ષ જગતમાં જલવાગર રહ્યું. તે બાદ તે નુર હ. ઇમામ હુસેનમાં પ્રવેશ્યું.

## હ૦ બીબી ફાતેમત ઝહોરા૦ (ર૦)

બીબી ફાતેમાં હ૦ નબી મહમદ મુસ્તફાની એકની એક બેટી હતાં. તેમને માટે હ૦ નબી સાહેબ વારંવાર ફરમાવતા કે "ફાતમાં મારા તનનો ટુકડો છે." હ૦ બીબી ફાતમત ઝહો-રાનો જન્મ હ૦ નબી સાંહેબને નબુવત મળવા બાદ પાંચમી સાલમાં થયો હતો. જ્યારે તેમની ઉમર પુખ્ત થઇ, ત્યારે હ૦ નબી સાહેબ તેમના માટે શહવરની તપાસમાં પડયાં. પણ ખુદાવંદ તાલાએ ફરમાવ્યું કે તેના માટે અમોએ ખાંવદ મુકરર કીધાં છે. અને તે હ૦ અલી અ૦ છે.

હ૦ બીબી ફાતેમાંનો હાથ મેળવવા ઘણા જણ ઇન્તેજાર હતા પણ ખુદાવંદ તાલાની રજામન્દીથી તેમની શાદી તેમના લાયક પતી હ૦ મોલા મુરતઝાઅલી સાથે થઇ. હ૦ નબી સાહેબે લોકોને જાહેર રીતે ખુદાવન્દ તઆલાની ખુશી કેવી છે તે જણાવવા જાહેર કર્યું કે ફલાણી રાતના ફલાણો ચકચકીત તારો જેના ઘર ઉપર ઉતરશે તે ફાતમત ઝહોરાનો પતી થશે. તે મુજબ હ૦ મોલા મુરતઝા અલીના મકાનપર તે તારો ઉતર્યો હતો જેથી તેમની સાથે શાદી કરવામાં આવી. હ૦ બીબી ફાતમાંને બે પુત્રો થયા તેમાં મોટા હ૦ ઇમામ હસન અ૦ અને નાના હ૦ ઇમામ હુશેન અ૦ હતા. તેઓ હ૦ નબી મહમદ મુસ્તફા સાહેબને ઘણા પ્યારા હતાં, અને હ૦ નબી સાહેબ તેમને ઘણા લાડ લડાવતા. તેઓ સાહેબ જીન્નતના જુવાનીઆઓ તરીકે પ્રખ્યાત હતા. હ૦ બીબી ફાતમાં ઘણાજ

ખુબસુરત હતા જેથી તેઓને ઝહોરા લકબ મળેલ છે તેમજ બતુલ એટલે પાકદામન લકબ પણ તેમને આપવામાં આવેલછે.

હ૦ બીબી ફાતમાંએ હ૦ અલીની આજ્ઞા કદી ઉલ્લંઘી નથી અને તેમણે સતીત્વનો દાખલો લોકો ઉપર બેસાડયો છે થોડા વરસની જીંદગી ભોગવી એટલે ભર જવાનીમાં તેઓ જીન્નત નશીન થયા.

## હ૦ ઇમામ હસન અ૦

જ્યારે હ૦ નબી સાહેબ વફાત પામ્યા ત્યારે પોતાની પીરતનની ગાદી યાને પોતાનું નુર હ૦ ઇમામ હસનને સોંપી ગયા એટલે હ૦ ઇમામ હસન, હ૦ નબી સાહેબ પછી પીર તરીકે રહ્યા અને હ૦ મૌલા મુરતજાઅલીએ પોતાની બાદ હ૦ ઇમામ હુશેનને ઇમામત સોંપી અને હ૦ ઇમામ હસનને પીરાતન સોંપી અને હ૦ અલી બાદ તેઓ ઇમામે મસ્તઉદા તરીકે રહ્યા.

## ખોલાસો.

ખીલાફત અને ઇમામત એમાં ખરી રીતે એ ફરક છે કે, ખલાફત તે દુન્યવી સરદારી છે. અને જ્યારે ઇમામત એ ધાર્મીક સરદારી છે ખીલાફત કદાચ લોકો પક્ષબળે અને વધુ જોરે કોઇને પણ આપી શકે પણ **ઇમામત** આપવાનો હક ખુદાવંદતાલા ઇમામનાં જાનશીન શીવાય બીજા કોઇને આપે

નહીં. જોકે એહલે સુન્નત જમાત પહેલાં ત્રણ ખલીફા ઓને મુસલમાનોનાં સરદાર ગણે છે ત્યારે શીઆ ફીરકો હ૦ મૌલા અલી મુરતઝાને અમીરૂલ મોમનીન અને પહેલાં ઇમામ ગણે છે અને તે મુજબ ઇમામત અને દીની પેશ્વાઇ લોકો કોઇપણ રીતે આપી શકતા નથી, પણ ખુદાવંદતાલાના હુકમ મુજબ નબી સાહેબે હ૦ મૌલા મુરતજાઅલીને જાહેર કરીને ફરમાવ્યું કે જેનો હું માલેક છું તેનો હ૦ મૌલા મુરતજા અલી માલીક છે. તે બાદના ઇમામો નસલ બ નસલ નીમાય છે. જેને માટે ખુદાવંદતાલાએ ફરમાવ્યું છે કે—

## કૌલ હુતાલા.

## ઝુરરીયતન બાઝહા મીન બઅઝીન.

**મતલબ**-નસલ બનસલ હાજર ઇમામ તે લોકો પાસે છે. એટલે હાજર ઇમામ પોતાના બાદ પોતાની નસલને ઇમામત સોંપી જાય છે અને તેજ ખરો ઇમામ ગણાય છે.

## ઇમામના મુખ્ય ત્રણ પ્રકાર છે.

૧ ઇમામે મુસ્તકર (૨) ઇમામે મુસ્તઊદા (૩) ઇમામે ઇઝારી.

(૧) **ઇમામે મુસ્તકર** એટલે જેના ઉપર વંસપરંપરા ઇમામત ઊતરી આવી હોય છે. એટલે ઇમામે મુસ્તકર તેજ ગણાય છે કે જેને હાજર ઇમામ પોતાની હૈયાતિમાં ઇમામ

નક્કી કરે અને વસી કરી ઇમામત સોંપે જેને ઇમામતનો માલીક ગણાય છે.

(૨) **ઇમામે મુસ્ત** ઉદ્દા તે ગણાય છે કે જેને ઇમામે મુસ્તકર કોઇપણ કારણથી ચોકસ વખતને માટે વડપણ સોંપે છે. પણ ઇમામતનો તે ધણી હોતો નથી એટલે તે પોતાનું વડપણ પોતાના ફરઝંદને આપી શકતો નથી.

(૩) **ઇમામે ઇઝાફી** એટલે લોકો પોતાના પેશ્વા તરીકે પેશ ઇમામ ઠેરવે તે.

હ૦ ઇમામ હસન ઇમામે મુસ્તઉદ્દા ગણાય છે તેઓને વડપણ (પીરાતન) તેઓની હૈયાતી સુધી હ૦ ઇમામ હુશેને સોંપી હતી પણ તેમની હૈયાત્તી બાદ તે પીરાતન તેના અસલ માલીક હ૦ ઇમામ હુશેનની સતામાં રહી.

હ૦ ઇમામ હસને પોતાની ખીલાફત એટલે દુન્યવી હોદ્દો પોતાની જીંદગી સુધી માવીયાને અમુક વાર્સિક સાલીયાણું લઇ આપ્યો હતો પણ ઇમામે મુસ્તકર તરફથી મળેલી વડાઇ પોતેજ ભોગવતા હતા. માવીયાએ કપટથી ઝેર અપાવી હ૦ ઇમામ હસનને શહીદ કરાવ્યા. હી. સ. ૫૦ ઉમર વર્ષ ૪૮.

## હ૦ ઇમામ હુસેન. (અ.)

હ૦ ઇમામ મોલાઅલી બાદ હ૦ ઇમામ હુસેને પોતાનો ઇમામતનો હોદ્દો પોતેજ સંભાળી લીધો અને માવીઆના મૃત્યુ બાદ ખીલાફતનો પણ દાવો કીધો પણ માવીયો

હ૦ ઇમામ હસન સાથે થએલ કોલકરાર તોડી ખીલાફત યઝીદને આપી ગયો હોવાથી યઝીદે હ૦ ઇમામ હુસેન સામે ઝુંબેસ ઉઠાવી અને ખલીફા અને અમીરૂલ મોમનીન તરીકે બૈયત લેવી શરૂ કરી. હ૦ ઇમામ હુસેનને પણ બયત લેવા પેગામ મોકલ્યો પણ હ૦ ઇમામહુસેને અ૦ જણાવ્યું કે "તું કદાચ રાજ્યનો માલીક થઇ શકે પણ ઇમામતનો માલીક તું થઇ શકતો નથી" માટે ધર્મની વચ્ચે નહિ આવવા સમજાવ્યું પણ યઝીદ પોતાની લાગવગ માલમતાથી અનેકને પોતાના પક્ષમાં લીધા અને ખલીફા તરીકે પોતાના વિરૂધ્ધ થનારાને કતલ કરવાનું ફરમાન બહાર પાડયું. કુફાના લોકોએ હ૦ ઇમામ હુસેનના પક્ષમાં રહેવા વચન આપ્યું. પણ યઝીદના હુકમથી ત્યાંના હાકેમે લોકોને દમ ભરાવી અનેક જાતની દુન્યવી લાલચો આપી હ૦ ઇમામ હુસેનથી ફેરાવ્યા. હ૦ ઇમામ હુસેનને કુફાના લોકોએ બોલાવ્યા હોવાથી કુફે જવા નીકળ્યા પણ ત્યાંનો મામલો બધો પલટાઇ ગયો હતો. યજીદ તરફથી સીમર મોટું લશકર લઇ હ૦ ઇમામ હુસેનને અટકાવવા સામે ગયો. હ૦ ઇમામ હુસેનને તેણે કરબલાના મેદાન આગળ **ફુરાત** ( યુફ્રેટીસ ) નદી આગળ અટકાવ્યા હ૦ ઇમામહુશેન પાસે ઘણા જુજ માણસ હતા તેમાં ઓરતો ત્થા બચ્ચા પણ હતા. હ૦ ઇમામહુસેનને યઝીદની બયત સ્વીકારવા કહેવામાં આવ્યું પણ હ૦ ઇમામહુસેને તેની ચોખ્ખી ના કહી અને પોતાનો હક જાહેર કર્યો. સામેના લસ્કમાંથી ત્રણ મુસલમાનો હ૦ ઇમામ-હુસેનની સચ્ચાઇ સમજી હ૦ ઇમામ હુસેના પક્ષમાં ગયા અને

તા૦ ૧૦ મી મોહરમ હી. સ. ૬૧ ને રોજ બંને વચ્ચે યુધ્ધ થયુ.

હ૦ ઇમામહુશેન તરફના તમામ મરદો શહીદ થયા, અને છેવટ હ૦ ઇમામહુશેને હ૦ જૈનુલાબદીનને પોતા પાછળ ઇમામત સોંપી અને પોતે કરબલાના મેદાનમાં સચ્ચાઇ ખાતર, પોતાના હક **ખાતર** પોતાનું શીશ આપી દાખલો બેસાડયો. તેમણે ૨૦ વર્ષ ઇમામત ભોગવી અને ૫૭ વરસની ઉમરે જામો સીફાર્યો.

એ મુજબ એ પાંચે તન શારીરીક રૂપમાં જાહેર થઇ પોતાની ફરજ અદા કરી આ ખાકી શરીર તજી દીધું અને જેમ એક જગનું પાણી પાંચ ભાગમાં વહેચાઇ ગયું હતું તે પાછું એકજ પાત્રમાં જઇ રહ્યું એટલે તે નુરે વહદાનીઅત૦ હ૦ ઇમામ ઝૈયનુલઆબદીનમા જહુર થયું.

હકીકતી દીનદારો ખાકી શરીર માટે કદી અફશોસ નથી કરતા. તે નુરે ઇલાહી અનાદી કાળથી ચાલ્યું આવે છે અને આવશે. તે નુરે પંજેતન પાક અગાઉના શરીરો ઉપર ઘણો જુલમ થયો છતાં તે નુર ઓલવાયું નહિ તેમ ગેબ થયુ નહિ પણ જેમ ખુદાવંદ તાલા ફરમાવે છે. કે

## કૌલહુતઆલા.

**યુરીદુ નાલેયુતફુ નુરલ્લાહે બે અફવાહે હીમ.**
**વલ્લાહો મુતીમ્મુ નુરહી, વલકરે હલ કાફેરૂન.**

અર્થ-( અસુરો ) ખુદાવંદતાલાના નુરને પોતાના મોઢાથી

બુઝાવી નાંખવા ચાહે છે, પણ કાફરો જોકે નાખુશ થાય, તોપણ ખુદાવંદતાલા પોતાના નુરને ભરપુર રાખનારો છે.

( સુરે સફ. આ૦ ૮ )

તેમ સદા કાયમ રહ્યું અને કીયામત સુધી કાયમ રહેશે.

## પ્રકરણ ૧૦ મું.

---

# દશમો નકલંકી અવતાર હ૦ મૌલા મુરતઝા અલી.

હીજરી સનની પુર્વે ૨૩વર્ષ ઉપર હ૦ અબુતાલેબને ઘેર અરબસ્તાનમાં આવેલા મકકા શહેરમાં હ૦ મૌલા મુરતઝા અલીનો જન્મો થયો, તે આપણે ઉપર વાંચી ગયા.

**શ્રી કૃષ્ણે કહ્યું છે કે**

**परित्राणाय साधुनां विनाशायच्च दुष्कृताम् !**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे**

( શ્રીમદ ભગવદ ગિતા )

**અર્થ**—સાધુ ( મોમીન ) લોકોના ઉધ્ધાર માટે અને દુષ્ટ લોકોના નાશ માટે તથા ધર્મની સ્થાપના કરવા માટે હું યુગે યુગે હોઉં છું.

સાધુ યાને ભકતજનોને જ્યારે દૈત્યો ( કાફરો ) દુઃખ દે છે અને અધર્મ યાને ( કુફ્ર ) વધી જાય છે, ત્યારે ત્યારે વિષ્નું યાને ખુદાવંદતાલા પોતાની જાતને આ જગતમાં

હિદાયતના સુર્યરૂપ જાહુર કરી અધર્મ તિમીરનો નાશ કરી, ભકત યાને મોમીન દીનદારોનું રક્ષણ- કરે છે.

ઇ. સ. ૬ ઠી સદીમાં અરબસ્તાનમાં હદબાર અધર્મ વધી પડયો. અને કાબામાં તે વખતે ૩૬૦ મુર્તિઓ હતી. તે મુર્તીઓને રાજી રાખવા માટે મનુષ્યનું બલીદાન આપવામાં આવતું હતું; છોકરીઓને જીવતી ભોંયમાં દાટી મારી નાંખવામાં આવતી; હરામ ખાવું, શરાબ પીવો વિગેરેનો કોઇ પણ પ્રકારનો નિષેધ ન્હોતો. વાત વાતમાં લડી મરતાં; જુગાર અને શરતો વધી પડી. આવા અંધકારમય દેશ અરબસ્તાનમાં હિદાયતી સુર્યની જરૂર હતી, અને તે હ૦ મૌલા મુરતજા અલી રૂપે ઇ. સ. ૫૯૯ માં ઉદય થયો.

હ૦ નબી મહમદ મુસ્તફા ( સ૦ ) લોકોને હિદાયત કરવી શરૂ કરી, પણ તેમાં તેઓને ઘણું દુઃખ પડતું હતું, અને સંકટ નહિ સહન થઇ શકવાથી, ખુદાવંદતાલા પાસે અર્જ ગુજારી કે.

## હદીશ.

અલ્લાહુમ્મા ઇન્ની અશ્કુએલીયત ઝોહોફા કુવ્વત વકિલ્લતા હીલતી વ હવાની અલન્નાસ. અન્ત અર્હમ રાંહેમીન, અન્ત રબ્બુલ મુસ્ત જઅફીત.

ખુલાસો—હે અલ્લાહ હું લાચાર અને બેકસ થઇ ગયો છું. લોકો મને બહુ સતાવે છે. ત્હેની શીકાયત ત્હારી તરફ

કરૂં છું. હે રહેમ કરનારામાં શ્રેષ્ટ રહેમ કરનાર ! હે લા-ચાર અને નીરાધારના રબ ! મ્હારી મદદ કર ! !

હ૦ મૌલા મુરતઝા અલીની પાંચ વરસની ઉમ્મર હતી, એવામાં હ૦ નબી મહમદ મુસ્તફાના દુશ્મનો જેઓ તેમની પાછળ છુપાઇ પથરા ફેકતાં તેઓને છુપાઇને ખજુરના ઠળીઆ આંગલી પર ચડાવી એવા જોરથી તાકીને મારતાં કે, તે શખ્શ જહનમ વાસીલ થઇ જતા. આ પ્રમાણે બાળ વયથીજ તેઓ હ. નબી શાહેબને મદદ કરતા.

તેવીશ વર્ષની ઉમ્મરે તેઓ હ૦ નબી સાહેબના બીછા-નામાં તેમના વતી સુઇ હ. નબી સાહેબનું રક્ષણ કરી હીજ-રત કરવાની સગવડ કરી આપી.

પચીશ વર્ષની વયે મોટા મોટા પહેલવાનો સાથે યુધ્ધ કરી જેર કર્યા.

ઇસ્લામની શરૂઆત ઇ.સ.ની ૬૧૦ સાલમાં થઇ કે જયારે હ૦ રસુલલીલ્લાહને નબુવત મળી જયારે હ૦ મૌલા મુરતઝા અ-લીની ઉમર ૧૦ વર્ષની હતી,

શરૂઆતમાં હ૦ નબી મહમદ મુસ્તફાએ ધાર્મિક લડાઇ ( જેહાદ )ન કરી અને આસ્તે આસ્તે સલાહ સંપથી ઇસલામ દીનનો ફેલાવો કરવાનું જારી રાખ્યું, પણ તેથી દુશ્મનોનું જોર ઘણું વધી ગયું, અને જેહાદ કરવા સિવાય બીજો ર-સ્તો ન રહ્યો.

હ. નબી મહમદ મુસ્તફાએ હ૦ મૌલા મુરતઝા અલીની સહાયથી કુલ્લ ( ૬૨ ) બાસઠ લડાઇઓ કરી તેમાં નીચેની લડાઇઓમાં હ૦ મૌલા મુરતઝા અલીએ મુખ્ય ભાગ ભજવ્યો હતો.

## જંગે બદર.

ઇસ્લામને કુવ્વત આપનાર બીજી લડાઇ **જંગે બદર** ગણાય છે. હી. સ. ૨ ની સાલમાં આ લડાઇ બદર નામના ગામડા પાસે થઇ, કેટલાકએક તવારીખ લખનારાઓ લખે છે કે, બદર એ કુવાનું નામ છે.

અબુજેહલ નવશો પચાશ મરદે જરાર એટલે તરવાર ખેલનાર તથા સાતશો ઉંટનું મોટું લશ્કર લઇ, બદર મુકામે હ. નબી મહમદ મુસ્તફા સામે થયો.

ઇસ્લામી લશ્કરનો ઝુંડો હ. મોલા મુરતઝાઅલીને આપવામાં આવ્યો. રમજાન મહીનાની ૧૭ મી તારીખે લડાઇ થઇ. હ૦ નબી મહમદ મુસ્તફા ( સ૦ ) તરફથી જંગમાં હ૦ અલી હ૦ હમજા બીન અબદુલ મુતલબ અને ઓબીદે એ ત્રણ જણ કાફરો સામે ઉતર્યા. હ૦ મૌલા મુરતાઝઅલીએ દુશમનોના સરદાર વલીદને ઠાર કર્યો અને અનેક યોધ્ધાઓનો નાશ કર્યો. **આ લડાઇમાં અબુજહેલ** માર્યો ગયો અને કુરેશીઓના ઘણાએક આગેવાનો કપાઇ મુઆ જ્યારે ઇસ્લામીઓના લશ્કરમાં ચોબીદા નામે સરદાર શહીદ

થયો. એ મુજબ હ૦ મોલા મુરતઝાઅલીની મદદથી જંગે બદરમાં હ૦ રસુલીલ્લાહની ફતેહ થઇ.

## જંગે ઓહદ.

જંગે બદરમાં અબુજહેલ માર્યો જવાથી કાફરોની સરદારી અબુ સુફીઆનને લાધી. હી. સ. ૩ જી શાલમાં સવાલ માશમાં અબુ સુફીઆન ત્રણ હજાર માણસો એકઠા કરી, મદીના ઉપર ચડાઇ કરવાની તૈયારી કરતો જણાયાથી હ. નબી મહમદ મુસ્તફાએ હ૦ મૌલા મુરતઝાઅલી વિગેરે સરદારો લઇને સામે ગયા. **ઓહદ** નામના પહાડ આગળ બને લસ્કરો ભેટ્યા અને યુધ્ધ થયું. આ યુધ્ધમાં ઇસ્લામીઓના લસ્કરના મોખરાની એક ટુકડી દુસ્મનોના લસ્કરને લુંટવા રોકાઇ જવાથી, તે ખાલી પડેલા મોખરેથી દુસ્મનોએ ધસારો કર્યો અને હ૦ રસુલીલ્લાહને ઘેરી લીધા. હજારો લસ્કરીઓ હ૦ રસુલીલ્લાહની આસપાસ ફરી વલ્યા, અને તીડની માફક તુટી પડયા. હ૦ રસુલીલ્લાહના બચાવ માટે હ૦ હ૦ મૌલા મુરતઝાઅલી સિવાય કોઇ હતું નહિ છતાં એકલે હાથે હૈદરી બળથી રસુલીલ્લાહનુ એવી શુજાઅતથા હજારો દુસ્મનો સામે રક્ષણ કર્યું કે, ફીરસ્તાઓ પણ પુકારવા લાગ્યા કે—

**લા ફત્તા ઇલ્લા અલી લા ઇલા સૈફ જુલફીકાર.**

**અર્થ**--અલી જેવો કોઇ શુરવીર નથી અને જુલફીકાર જેવી કોઇ તરવાર નથી.

સીંહ જેવા વિક્રાળ સ્વરૂપને જોઇને, દુશ્મનો બક-રાની માફક નાસવા લાગ્યા અને દુશ્મનોમાંથી તોલાહ નામના એક જબરજસ્ત પહેલવાને આવી પોતા સામે લડવા માટે કોઇપણ સરદાર આપવાની માંગણી કરી, પહેલવાન તોલાહ એટલો જબરજસ્ત હતો કે હ૦ રસુલીલ્લાહના લશ્કરમાંથી તેના સામે મુકાબલો કરવાની હીમત કોઇ કરી શકયો નહી. આખરે હ૦ મૌલા મુરતઝાઅલી આગળ આવી **નારો** કીધો કે:—

**બેયત અરબી.**

**ફકદ અતાકલ અસફુસ સુઉ અલ સાહેમાં લઈ**

**સાબીહી ફુલુલ.**

**અર્થ**—હવે હુમલો કરનાર સિંહ તારી સામે આવ્યો છે. તેની પાસે એક તરવાર છે. કે જેની ધાર કદી પણ બુઠી થતી નથી.

બંને યોધ્ધાઓએ દ્રંદ યુધ્ધ શરૂ કર્યું. જેમાં હ૦ અલીએ તોલાહને જહનમવાસી કર્યો. આ લડાઇમાં હ૦ રસુલીલ્લાહના કાકા હ૦ હમઝા શહાદતને દરજે પહોચ્યા.

**જંગે ખંદક.**

કેટલાક યહુદી તાયફાઓ હ૦ **નબી મહમદ મુસ્તફાની** સામે થવા કોશેશ કરતા હતા, તેઓએ કુરેશી સરદાર **અબુ**

**સુફીઆનને** ઇસ્લામીઓ સામે મદદ આપવા જણાવ્યું. **અબુ સુફીઆન** વિગેરે કુરેશીઓએ મશાવેરો કરી દશ હજાર લશ્કરીઓ, પંદરશો ઉટ, ત્રણશો ઘોડાના લશકર સાથે મદીના પર ચડાઇ કરવા કુચ કરી.

નબી સાહેબને આ વાતની ખબર મળતાં, સરદારોની સભા ભરી અને સલમાન ફારસીની સુચનાથી મદીનાની આસપાસ એક ખાઇ ( ખંદક ) ખોદાવવામાં આવી, જે ઉપરથી આ લડાઇનું નામ જંગે ખંદક પડયું.

હી. સ. ૫ ની સાલમાં આ લડાઇ થઇ. **સુફીઆનના** લશ્કરમાં ઉમર ઇબ્ને અબદેવદ એક જંગી પહેલવાન હતો જે એકલો બહાર પડયો અને નબી સાહેબના લશ્કરમાંથી કોઇ પણ સરદાર એકલો તેની સામા લડવા બહાર પડે, એવી માંગણી કરી, ઉમ્ર ઇબને અબદેવદ હજાર યોધ્ધાઓને એકલો પડે એવો પ્રખ્યાત પહેલવાન હોવાથી કોઇની હીંમત ચાલી નહી. અંતે હ૦ **અલી** બહાર પડયા અને યુધ્ધ કરી ઉમર ઇબને અબદેવદના જુલફીકારથી બે કટકા કરી નાંખ્યા.

એ બાદ હ૦ અલી એકદમ દુશમનો પર તુટી પડયા અને હજારો લશ્કરીઓને જેમ સીહ પંજા વતી બકરાનો નાશ કરે, તેમ કરવા લાગ્યા. અબુસુફીઆન અંતે નાઠો અને હ૦ **મૌલા મુરતજાઅલી** પુર્ણ વિજય સાથે હ૦ **નબી સાહેબની હજુરમાં** પધાર્યા હ૦ **અલીની**

આ લડાઇની શુજાઅત માટે હ૦ નબી સાહેબે નીચેની હદીસ ફરમાવી.

**અલ મુબારઝતો અલીયાન, યોમલ ખંદકે, અફ્ઝાલો મીન અઅમાલે ઉમ્મતી, ઇલા યોમલ કીયામત.**

અર્થ—ખંદકની લડાઇના દીવસે હ૦ અલીએ ધર્મ યુધ્ધમાં જે બહાદુરી દેખાડી છે, તે કીયામતના દીવસ સુધી, મારી સઘળી ઉમ્મત નેક આમાલ કરે તેના કરતા વધારે કીંમતી છે.

હાસલ કલામ કે હ૦ **મૌલા મુરતજા અલી**ની સહાયતાથી હ૦ **નબી સાહેબ**નો જંગે ખંદકમાં વિજય થયો.

## જંગે ખૈબર.

જયારે યહુદીયો જંગે ખંદકમાં ન ફાવ્યા ત્યારે, બીજી રીતે પોતાનાજ કીલ્લાઓમાં લડાઇની તૈયારી કરવા લાગ્યા. મોટા લશ્કરનો જમાવ કરવા લાગયા. આ વાતની ખબર હ૦ **નબી મહમદ** મુસ્તફાને થવાથી ખુદાવંદતાલાના પાક હુકમથી પાંત્રીશ હજાર જંગી પહેલવાનોને લઇ, ખૈબરના કીલ્લા ઉપર ચડાઇ કરી.

ખૈબરનો કીલ્લો ઘણુ એક કીલ્લાઓનો બનેલો હતો, અને ઘણોજ મજબુત હતો. યહુદીનો સરદાર **મરહબ** એક

મહાન યોધ્ધો હતો, તેણે કોટ ઉપર ચડી હ૦ નબી સાહેબને પુછયું, કે " **ઓ મહુમદ** ! તું નબી હોવાનો દાવો કરે છે, તો કહે કે આ કીલ્લાને કેટલા દીવસમાં ફતેહ કરશે ?" હ૦ **નબી સાહેબે** જવાબ આપ્યો " ચાલીશ **દીવશમાં** " મરહબ બોલ્યો તમે ચાલીશ વરસે પણ આ કીલ્લો ફતેહ કરી શકવાના નથી.

ખરેખર હતું પણ તેમજ. કીલ્લો ઘણોજ મજબુત અને ઉંચા પહાડ પર બાંધેલો હતો, **માલેકઉસ્તર** તથા તેના ફરજંદ ઇબ્રાહીમે ઘણી બહાદુરી કરી ઘણા કીલ્લાઓ સર કર્યા, પણ ખૈબરના કીલ્લાની ફરતી એક મોટી ખાઇ હતી તથા કીલ્લાનો લોખંડનો દરવાજો ઘણોજ મજબુત હતો. અંતે મુસલમાનોના હુમલાઓ કીલ્લાને કાંઇ અસર કરી શકયા નહી, અને કેટલાક દીવસ પસાર થઇ ગયા.

૩૯ માં દીવસે મરહબે મશકરી કરી કહયું કે–" ઓ મહમદ ! તું પેગમ્બર હોવાનો દાવો જુઠો કરેછે. કારણકે ઓગણચાલીસ દીવસની તમારી અથાગ મહેનતે અમારો કીલ્લો જીતી નહી શકાણો તો હવે એક દીવસમાં તું જીતી શકવાના હતો ? નબી હોય તે કદી જુઠું બોલે નહિ. "

હ૦ નબી રસુલ ( સ૦ ) આથી ઘણા દીલગીરી થયા અને **ખુદાવંદતાલા** પાસે ગીરીયાઝારી કરી, એટલામાં હ૦ **જીબરાયલ** નીચેની દુવા પડવા હ૦ **નબી સાહેબને** કહયું.

**નાદે અલીયન, મઝહરલ અજાએબ**
**તજીદુહુ ઓનન લકા, ફીન નવાએબ**
**કુલ્લો હમ્મી વ ગમ્મીન સૈયંજલી,**
**બે વીલાયતેકા, યાઅલીયો યાઅલીયો યાઅલી**

**અર્થ**—( ઓ રસુલ ) સાદ કરો ( યાદકરો ) **અલીને** જે કુદરતનો કરનાર છે. ( ઓ રસુલ ) તને માલમ પડશે કે તે ( અલી ) તારો મદદગાર થશે, અલીની મદદથી સઘળા દુ:ખ અને મુશકેલીઓ દુર થશે. ઓ અલી, ઓ અલી, ઓ અલી,

આ દુઆ હ૦ રસુલલ્લાહ પડયા અને બોલી ઉઠયા.

**"યા અલી અદરિકની યાઅલી અગિશની."**

**અર્થ**-ઓ અલી મારી મદદે પહોંચ ઓ અલી મારી વહારે આવ.

ઘણાએક તવારીખ લખનારાનું કહેવું છે કે, હ૦ અલી આ પ્રસંગે મદીનામાં હતા તેઓ ટુંક વખતમાં ત્યાં આવી પહોંચ્યા અને કહ્યું:—

'લબ્બેક, યા રસુ લલ્લિાહ"

અને "ઓ રસુલલલાહ હું તમારી પાસે આવી પહોંચ્યો છું."

હ૦ અલીને હ૦ રસુલીલ્લાહે પોતાની મુશ્કેલી જાહેર કરી અને કાફરોને મારવા અને ઇસ્લામનો અજીત વાવટો કાફરોના અજીત કીલ્લા પર ફરકાવવા કહ્યું.

હ૦ અલી તરતજ ઇસ્લામનો ઝુંડો લઇ નીકળયા, અને કીલ્લા પાસે જઇ પોતાનો અજીત અલમ ત્યાં ખોડયો, મરહબ સામે થયો તેની પર એવા જોરથી જુલફીકારનો વાર કર્યો કે ટોપ, માથું, છાતી પેટ અને ઘોડાના જીન સુધા પેટ ચીરી જમીનને તરવાર લાગી ગઇ.

મગરૂર મરહબના ફાડચા કરી હ૦ અલી ભયંકર ખાઇ કુદી દરવાજે પહોંચ્યાં અને પોતાના હૈદરી બળથી વજનદાર લોખંડી કમાડ ઉખેડી નાંખી તેને ઢાલ તરીકે રાખી હજારો કાફરોનો નાશ કરવા લાગ્યા, જ્યાંસુધી કે તેઓ "અલઅમાન" "અલઅમાન, " બુમ પાડી નાસવા લાગ્યા.

ખૈબરના કીલ્લાનો દરવાજો જબરદસ્ત વજનદાર હતો તેને ખાઇના ઉપર નાંખી ખાઇનો પુલ કર્યો, પણ ટુંકું પડવાથી એક છેડો પોતે પકડી ખાઇની અંદર ઉભા રહ્યા, અને તે ઉપરથી ઇસલામી લશકરીઓ કીલ્લામાં દાખલ થયા. આ મુજબ હ૦ અલીની સહાયતાથી આ જબરદસ્ત અજીત ગણાતો કીલ્લો હ૦ રસુલીલ્લાહએ હી. સ ૭ માં સર કર્યો, અને ઇસ્લામ દીનનો વાવટો ફરકાવ્યો.

હ૦ રસુલીલ્લાહ સાહેબે ગદીરે ખુમમાં હ૦ મૌલા મુરતઝાઅલીને પોતાની પાછળ વસી નીમ્યા હતા, પણ જ્યારે નબી સાહેબની વફાત થઇ ત્યારે હ૦ અલી તેમના મૈયતની ક્રીયા વગેરેમાં રોકાએલા હતા, ત્યારે લોકોએ હ૦ **અબાબકર**ને ખલીફા તરીકે મુકરર કરી લીધા.

હ૦ **અબાબકર** હ૦ ઉમર, અને હ૦ ઉસમાન એમ ત્રણ ખલીફા થયા, જે બાદ હ૦ **અલી**ને જાહેરી ખીલાફત મલી.

હ૦ **અલી**એ ખીલાફત રાજી ખુશીથી લીધી હતી નહી. પણ લોકોએ પરાણે આવી હતી, કારણકે હ૦ અલીને જાહેરી ખીલાફાત લઇ દુન્યવી મોટાઇ પસંદ નહિ હતી. તેઓ અવ્વલથીજ દીની પેશ્વા હતા.

હ૦ **અલી**ને ખીલાફત આપવામાં આવી તેથી ઘણા જણાઓ વિરૂધ્ધ હતા, તેમાં **તોલાહ** અને **ઝુબેર** હ૦ **અલી**ના કટ્ટા દુશમનો હતા. તેમણે લોકોને ઉશકેરવાનું ચાલું રાખ્યું અને હ૦ **રસુલીલાહ**ની મહોરદાર બીબી **આયશા**ને ઉંધુ ચતું સમજાવી પોતાના પક્ષમાં ખેંચી પોતાનો પક્ષ મજબુત કર્યો. માવીયો પણ ફરી બેઠો. આ મુજબ હ૦ અલીને દીનના રક્ષણ ખાતર પોતાની જાહેરી ખીલાફતના વખતમાં દીની લડાઇઓ કરવાની ફરજ પડી અને નીચે મુજબ લડાઇ થઇ.

## જંગે જમલ યાને જંગે નાકેસીન.

**તોલાહ** અને **ઝુબેર**ના પ્રપંચ અને શીખવણીથી હ૦ બીબી **આયશા,** હ૦ નબી મહમદ મુસ્તફાના ભાઇ, મદદગાર અને જમાઇ સામે થયાં. લડાઇ વખતે બીબી આયશા ઉંટ ઉપર કજાવામાં બેસી રહેતાં હતાં, એ ઉપરથી આ લડાઇને **જંગે જમલ** કહેવામાં આવે છે. વળી આ લડાઇને **જંગેના કેસીન** યાને લખત તોડનાર સામેની લડાઇ પણ કહેવામાં આવે છે. આ લડાઇ હી. સન ૩૬ માં થઇ હતી.

**દુશમનોમાં સરદાર** તોલાહ, ઝુબેર **અબુઅબીદા, અબદલ્લાહ બીન મીશરી** હતા. આ લડાઇમાં ઝુબેર નાસી ગયો અને તોલાહ કતલ થયો, બીબી આયશાના ઉંટના પગ કપાઇ ગયા જેથી કજાવા સહીત બીબી આયશા નીચે પડી ગયા, અને તેઓ બે શુધ્ધ થઇ ગયા. હ૦ અલીએ આવી તેમને કેટલીએક નસીહત કરી સમજાવી મદીને મોકલી આપ્યા. આ મુજબ આ લડાઇ હ૦ **અલીએ** ફતેહ કરી.

## જંગે સફ્ફીન અથવા જંગે કાસતીન.

જ્યારે હ૦ અલી સામને લડાઇમાં બીબી આયશા નીશ્ફળ નીવડયા ત્યારે માવીયાને હ૦ અલી શામે ઉશકેર્યો અને હ૦ ઉસમાનના ખુનનો બદલો લેવાને બહાને માવીયા બીન અબુ સુફીયાને એક લાખ તેવીસ હજાર મુસલમીનોનું

લશકર ઉભું કરી હ૦ અલી સામે જંગ કરવા બહાર પડયો. હ૦ અલીએ પોતાના પક્ષના નેવું હજાર મુસલમાનો સાથે માવીયા સામે સફ્રીન નામના મેજલ પાસે ગયા. આ લડાઇમાં **અમરૂ બીન આસ** નામનો પ્રપંચી સલાહકાર માવીયાના પક્ષનો હતો જે શામ મુલ્કમાં આવેલા કાસતીન ગામનો રહીશ હતો. તેમજ માવીયાના લશકરનો મોટો ભાગ પણ તે તરફ્નો હોવાથી, આ લડાઇને **જંગે કાસતીન** પણ કહેવામાં આવે છે, માવીયાને સમજાવવા તથા ઇસલામીયોનું નાહક રેડાતું ખુન અટકાવવા હ૦ અલીએ બનતું કર્યું પણ કાંઇ પણ અસર ન થઇ ત્યારે હી સ. ૩૭ ની સાલમાં સફર માસમાં આ લડાઇ ચાલુ થઇ. આ લડાઇ એકશોને દશ દીવસ ચાલી તેમાં બંને પક્ષના હજારો માણસોનું બળીદાન અપાઇ ચુકયું. અંતે હ૦ અલીના બહાદુર પહેલવાનો સામે માવીયાનું લશકર ટકી શકયું નહિ, અને હાર પામવાની અણી પર આવવાથી, **અમરૂ બીની આસે** એક યુકિત શોધી કાઢી. **કુરાને શરીફ**ને નેજા પર ચડાવી અમાન માંગી આ વખતે **માલેક ઉસ્તર** વિગેરે પહેલવાનો જીવ સટોસત લડી જીતવાની અણી ઉપર હતા પણ કેટલાએક સદરદારો આમરૂબીનઆસની ફરેબી જાળમાં સપડાઇ જવાથી હ૦ અલીને લડાઇ બંધ કરવા દબાણ કર્યું. હ૦ અલીએ તેમને ઘણું સમજાવ્યું અને કહ્યું.કે આ નેજા પર ચડાવેલા કુરાને સરીફ સામે ન જુઓ સબબ કે સામેવાળાનાં દીલોમાં ફરેબ છે ને બોલ્યા ?

**હાઝા કુરાને સામેત, અના કુરાને નાતક.**

**અર્થ—આ મુંગું કુરાન છે, (અને) હું બોલતું** કુરાન છું.

પણ **અમરૂ બીન આશ**ના ફરેબમાં ફસાયેલા સરદારો એ બોલતા કુરાનના હુકમનો અનાદાર કર્યો અને લડાઇ બંધ રખાવવાની ફરજ પાડી.

લડાઇ બંધ થવા બાદ લવાદો નીમવામાં આવ્યા. હ૦ **અલી** તરફથી **અબુ મુશા** તથા માવયા તરફથી **અમરૂ બીન આશ** નીમાણો. જેમાં ભોળા અને મુર્ખ **અબુઆશ**ને પ્રપંચી અમરૂબીનઆશે ઠગ્યો અને મુસલમાનોમાં પાછો હતો, તેવો ને તેવો ઝગડો ચાલુ રહ્યો. હ૦ **અલીએ** માવીયા પર ચડાઇ કરવા તૈયારી કરી પણ એવામાં તેમને બીજી તરફ રોકાવું પડયું.

**જંગે નહેરવાન અથવા જંગેમોહોકીન**

**અબુ મુશા** અને અમરૂઆશના લવાદ નીમાવા પરથી એક ટોળુ હ૦ અલીથી ફરી ગયું. અને હ૦ અલી સામે હથીઆર ઉપડયા.

હ૦ **અલીએ** સાઠ હજારના ગંજાવર લશકર સાથે **નહેરવાન** આગળ તેઓને હાર પમાડીને તેઓને નીસ્તો નાબુદ કરી નાંખ્યા.

